# શ્રી તત્ત્વ સંગ્રહ.

સંશોધક,

શા. ઘેલાભાઇ પ્રાણુલાલ—કલોલ.

સ્વધર્મિ બન્ધુની સહાયથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શાહ સાંકળચંદ ત્રિભોવનદાસ.

ઠે. સારંગપુર તળીયાની પોળ,

અમદાવાદ.

પ્રથમાવૃત્તિ      પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૨      સને ૧૯૨૬

કિંમત ૦-૧-૩

# પશ્ચાતાપ અને માફ

( કવ્વાલી. )

પથારી પાપની ત્યાગી, પ્રભુજી આજ
કષાયો ચારને બાળી, પ્રભુજી આજ જ

વિલાસો રાત દીન સેવી, ન ભાતું ભાવીનું
હવે પસ્તાઉં હું પુરો; પ્રભુજી આ

ન રાખ્યાં ટેક ને નીતિ, વળી વિવેક
ગુમાવ્યાં ધર્મને ગૌરવ, પ્રભુજી આજ

બન્યોતો પ્રેમનો કીડો, લીધી'તી પ્રેમના
લપસતાં પ્રેમથી જ્યારે, પ્રભુજી આજ જા

વિષયમાં હું બન્યો ઘેલો, ન રાખ્યું ભાન દુનીઆ
જીવન ફિટકાર પામ્યું છે, પ્રભુજી આજ જાગુ

જગત સમુદ્રમાં મુકી, જુવાની નાવ મેં જય
તરંગ કેરા ખરાબે ચૂર્ણ, પ્રભુજી આજ જાગું

નથી સત્કર્મ કૈં કીધાં, નથી કૈં દાન તો દીધ
ન પોષ્યાં અન્ન વિનાને, પ્રભુજી આજ જાગું છુ

કર્યાં કાળાં અને ધોળાં, ગણ્યાં દુષ્કર્મને પ્યારાં
પ્રપંચ કેરી પ્રવૃત્તિથી, પ્રભુજી આજ જાગુ

હૃદય મ્હારૂં અરે બળતું, સળગતી હોળી હૈયા
દયાળુ માફ કરજે તું, પ્રભુજી આજ જા

અરજ મ્હારી હૃદય ધરજે, બૂરાં કાર્યોને વિ
રહમ આ બાલપર કરજે, પ્રભુજી આજ જ

[ પ્રયોજક—પેલાભાઈ પ્રાણલ



ઉત્તરાખંડની યાત્રાના પ્રયોજક—યતિ श्री मुकुन्दाश्रमजी.
ઠે. ચંદનલક્ષ્મી પાઠશાળા, ખંભાત.

ચેરી આર્ટ, ફોટ, મુંબઇ



तत्सत्परमात्मने नमः ।

# श्रीबदरी केदारनां दर्शन

अथवा

# उत्तराखण्डनीयात्रा.


પ્રયોજક—

**યતિશ્રી મુકુન્દાશ્રમજી.**

વ્યાખ્યાનવાચસ્પતિ-ખંભાત.



પ્રકાશક.

**માણેકલાલ ચુનીલાલ કાંટાવાલા.**

વકીલ—ખંભાત.

પ્રથમાવૃત્તિ.

સં. ૧૯૮૪ પ્રત ૧૦૦૦ ઈ. ૧૯૨૭


ઉત્તરાખંડના યાત્રીઓને ઉપયોગ કરવા

**ભેટ**

**મૂલ્યામૂલ્ય.**

સૂચના—બહારગામના માણસોએ પુસ્તક મંગાવતી વખતે ૦-૦-૬ અર્ધા આનાની ટીકીટ મોકલવી કેવલ કાગળપર ધ્યાન આપવામાં આવશે નહિ.

# પ્રકાશકના બેબોલ.

હિન્દની ઉત્તરે હિમાલયપર્વતમાં બદરીનાથ કેદારનાથ, ગંગોત્તરી અને યમુનોત્તરી નામે મુખ્ય યાત્રાનાં પ્રાચીન ધામો છે. તે યાત્રાએ જવાનો રસ્તો પ્રથમ ઘણોજ વિકટ હતો. પણ ૧૦૮ શ્રીકાલીકામલીવાળા બાવા સંવત ૧૯૪૧-૪૨ ના અરસામાં આ યાત્રાઓ કરવા ગએલા. તે વખત તેમને રસ્તામાં ઘણી મુસીબતો વેઠવી પડેલી. અને ગૃહસ્થોએ ઘણો ખર્ચ કર્યો, તોપણ રસ્તામાં ખોરાકીની જરૂરી ચીજો અને મુકામ કરવાનાં સ્થળો મળેલ નહિ. જ્યાં સધન મનુષ્યોના આવા હાલ, ત્યાં ત્યાગી સંતસાધુઓની મુસીબતોનું કહેવુંજ શું ? આવી દુર્દશા જોઈ તેમાંથી ઉદ્ધાર કરવાની મનોવૃત્તિ કાળીકામલીવાળાના મનમાં થઈ. તે ઇચ્છાને પૂર્ણ કરવાસારૂ, પ્રથમ હિંદુસ્તાનના મુખ્ય શહેરોમાં આ મુશ્કેલીની લાગણીને જાગ્રત કરી, જેનું પરિણામ એ આવ્યું કે, ઠેર ઠેર મુકામો, મોટીમોટી ધર્મશાળાઓ અને દુકાનો બની ગઇ છે. શ્રીમંતલોકો તથા દયાળુ અંગ્રેજ સરકારે બની શકે તે પ્રમાણે આ પહાડમાં સડકો અને નદીપર પુલો બાંધી, યાત્રા કરવાની સુલભતા કરી આપી છે. ઠંડો દેશ, પહાડી રસ્તો, અને પત્થરની જમીનમાં ચાલવાનું, તેમાં પણ વારંવાર ચડાઇને ઉતરાઈ આવે, તેથી મુસીબત તો વેઠવીજ પડે છે. તોપણ શ્રદ્ધાળુ યાત્રીઓ પગેચાલીને, અને તેમ ન બની શકે તો કંડી, ઝંપાન કે દંડીમાં બેસી સારી રીતે યાત્રા કરી શકે છે.

મનુષ્યો માની બેસે છે તેવી, અને અતિકષ્ટવાળી આ યાત્રા નથી. તે બાબતની જરૂરી માહીતી મળી શકે તે ઉદ્દેશથી આ નાની સરખી ચોપડી પ્રસિદ્ધ કરવામાં આવી છે.

હું સંવત ૧૯૮૨ના અષાડ વદિ ૭ તા. ૩૧-૭-૨૬ ના રોજ ચોમાસામાં; માસ્તર ચુનીલાલ હરિલાલ અને બીજા ખંભાતવાસી ૭ યાત્રાળુઓ સાથે, યાત્રા માટે ગયો હતો. અને ૧૯૮૨ ના ભાદરવા વદિ ૩ ને રોજ યાત્રા કરી પાછો ફર્યો હતો. તેમાં મળેલ અનુભવ તથા કાળીકામળીવાળા બાવારામનાથજીના હૃષિકેશમાં આવેલ પંચ.તીક્ષેત્ર તરફથી પ્રાપ્ત થએલ, ચોપડી તથા નકશાના આધારે તેમજ એક અંગ્રેજી ચોપાનીઆના આધારે, તથા રસ્તામાંથી મળેલ હિંદીપુસ્તકોના આધારે આ નાની ચોપડીની રચના કરવામાં આવી છે. આશા છે કે ભાવિકજનો ઉપયોગ કરી મારી મહેનતને સાર્થક કરશે અસ્તુ.

આ પુસ્તકની રચના યતિશ્રીમુકુન્દાશ્રમજીએ કરી આપી છે. તેમજ ડ્રોઈંગમાસ્તર જેકિસનદાસ ભકતે નકશો દોરી આપ્યો છે તેથી તેઓનો અત્રે ઉપકાર માનવામાં આવે છે.

ભૂલચુક હોય તો સુજ્ઞો સુધારી વાંચશો. ઇતિશમ્.

| સંવત ૧૯૮૨ ના<br>વૈશાખવદિ ૮ને શનિ.<br>કૃષ્ણપોળ-ખંભાત. | પ્રસિદ્ધકર્તા.<br>માણેકલાલ ચુનીલાલ<br>કાંટાવાળા-વકીલ. |
|---|---|

શ્રીકેદારનાથજીના પંડ્યા રઘુવરદયાલ રૂદ્રીપ્રસાદ ગોકુલપ્રસાદ ઘનશ્યામ બાજપેઈ મુકામ શોણિતપુર કડીફેડ પોષ્ટ ગુપ્તકાશી કેદારનાથ જિલ્લા ગઢવાલ પૌડી.

શ્રીબદ્રીનારાયણુના પંડયા **દ્વારકાપ્રસાદ દીન દયાલ પંચભૈયા** પુત્ર ગોવિન્દપ્રસાદ જયલાલ. સત્યેશ્વરપ્રસાદ મુરલીધર. મુકામ દેવપ્રયાગ મોજે સૌડ઼ જિલ્લા ગઢવાલ.

આ બેઉ પંડ્યા ગુજરાતીના છે તેઓ સર્વપ્રકારની વ્યવસ્થા ઠીક રાખે છે. માટે અત્રેથી જનારા યાત્રીઓએ આ પંડ્યાનાં નામ યાદ રાખવાં ઇતિ.





तत्सत्परमात्मने नमः ।

# श्रीबदरी केदारनां दर्शन

अथवा

# उत्तराखण्डनीयात्रा.

## श्रीबदरीनारायणनी स्तुति.

પવન મંદ સુગન્ધ શીતલ હેમ મંદિર શોભિતં
નિકટ ગંગા વહત નિર્મલ શ્રી બદ્રીનાથ વિશ્વંભરં-૧
શેષ સુમિરન કરત નિશદિન ધરત ધ્યાન મહેશ્વરં
શ્રીવેદ બ્રહ્મા કરત સ્તુતિ શ્રી બદ્રીનાથ વિશ્વંભરં-૨
ઈન્દ્ર ચન્દ્ર કુબેર દિનકર ધૂપ દીપ પ્રકાશિતમ્
સિદ્ધ મુનિજન કરત જયજય શ્રીબદ્રીનાથ વિશ્વંભરં-૩
શક્તિ ગૌરી ગણેશ શારદ નારદ મુનિ ઉચ્ચારણં
યોગ ધ્યાન અપાર લીલા શ્રી બદ્રીનાથ વિશ્વંભરં-૪
યક્ષ કિન્નર કરત કૌતુક જ્ઞાન ગન્ધર્વ પ્રકાશિતં
શ્રી લક્ષ્મી દેવી ચમર ઢાળે, શ્રીબદ્રીનાથ વિશ્વંભરં-૫
કૈલાશમેં એક દેવ નિરંજન શૈલ શિખર મહેશ્વરમ્
રાજા યુધિષ્ઠિર કરત સ્તુતિ શ્રીબદ્રીનાથ વિશ્વંભરં-૬
શ્રી બદ્રીનાથકી પઢત સ્તુતિ હોત પાપ વિનાશનં
કોટિ તીર્થ ભયો પુણ્યં પ્રાપ્તયે ફલ દાયક.-૭

## યાત્રાળુઓને જરૂરી સુચના.

૧ આ યાત્રામાં રેલભાડું, ખાધાખર્ચ મજુરી અને યથા-શક્તિ પુન્યદાન માટે કમીમાં કમી રૂ. ૧૫૦) દોઢસોનો ખર્ચ થાય છે. પગે ચાલીને સારી રીતે યાત્રા કરવામાં આવે તો રૂ. ૩૦૦) ત્રણસો સુધીમાં થઈ શકે છે. જો બેસવાને માટે કંડી, ઝંપાન કે દંડી કરે તો તેના પૈસા જુદા થાય છે.

૨ કંડીના ૬૦ થી ૮૦ રૂપીઆ, ઝંપાનના રૂ. ૧૫૦ સુધી અને દંડીના રૂ. ૩૦૦ થાય છે. આ દર, યાત્રાળુઓની સંખ્યા તથા ખાધા ખોરાકીની ચાલુ કિંમત ધ્યાનમાં લઈ સરકાર તરફથી મુકરર કરવામાં આવે છે. અને તેનો કોંટ્રેક્ટ અપાય છે. તેનો મુકામ ઋષીકેશથી દોઢમાઇલ ઉપર 'મુનીકી રેતી' નામે સ્થલ આવે છે ત્યાં આગળ છે. યાત્રાળુઓનો સામાન ઉંચકી જવાને માટે મજુરો પણ સરકારે નકકી કરેલા દર પ્રમાણે આ કોંટ્રેક્ટરો પૂરા પાડે છે. સામાન્ય રીતે તેનો દર બંગાલી મણ ૧) ના રૂ. ૬૦) સાઠ હોય છે. તે મજુર જતાની સઘળી મુસાફરીમાં અને આવતાં 'મેલ ચોરી' સુધી બોજો ઉપાડે છે. તે મજુરોનો ખોરાકી ખર્ચ તેમને પોતાનેજ માથે હોય છે. પણ ત્રિજુગીનારાયણ, કેદારનાથ અને બદરી-નારાયણ, એ ત્રણ યાત્રાનાં સ્થળે પહોંચે ત્યારે દરેક સ્થળનો રૂ. ૧) લેખે તેની મજુરી ઉપરાંત બક્ષીસ આપવાની હોય છે. જે દિવસે એક મુકામ ઉપરથી મુસાફરી કરી બીજા મુકામ ઉપર ગયા ન હોઈએ તે દિવસની મજુરની ખોરાકી યાત્રાળુઓને માથે હોય છે. ખોરાકીમાં પાકો

શેર ખીચડી કે લોટ આપવાનો હોય છે. મુસાફરીમાં હમેશાં ૦-૦-૬ તેને ચવાણુાના આપવાના હોય છે. જ્યારે મુકામ સ્થિર હોય અને ખીચડી કે લોટ આપવાનો હોય તે દિવસે ચવાણાના પૈસા આપવાના હોતા નથી પાછા ફરતાં મેલચોરી આગળ મજુર નવા કરવા પડે છે. ભાર ઉચકવાને ઘોડા પણ મળે છે. તેને જ્યાં સુધી લઇ જઈએ ત્યાં સુધીનુ તે ભાડું લે છે. મેલચોરીમાં કોંટ્રાકટરો મજુર, દંડી, કંડી કે ઝંપાન પુરાં પાડે છે. તેના ત્રણ કરારો થાય છે. એક કોંટ્રેકટરની પાસે રહે છે, એક મજુરને આપવામાં આવે છે. રસ્તામાં મજુરો અપ્રમાણિકપણે વર્તે કાંઇ ચોરી કરે અગર અધવચ્ચ જતો રહે તો તેની જોખમદારી કોંટ્રાકટરની રહે છે. તેમજ મજુરે કરેલ નુકશાન પણ તેની પાસે અપાવે છે. આ મજુરો બનતાં સુધી ચોરીઓ કરતા નથી. તેઓ સન્નિષ્ઠાથી કરાર પ્રમાણે બરાબર કામ કરે છે. તથા યાત્રીઓને સારી રાહત આપે છે. મજુરો બહુ ગંદા હોય છે. તેઓ હમેશાં ન્હાતા-ધોતા નથી.

૩ આ મુસાફરીમાં યાત્રાળુઓએ પોતાના દેશમાં સખ્ત શિયાળામાં ઉપયોગી થઇ પડે તેવાં ગરમ કપડાં રૂએલ બંડી તથા રૂએલ કાનટોપી ખાસ સાથે રાખવી જરૂરની છે. તે શિવાય બિસ્તરાના સામાનમાં રજઈ, બનુશ, શેત્રંજી વિગેરે રાખવાં, તદુપરાંત ફાનસ, મીણબત્તીઓ, દીવાસળી, તથા મજબુત જોડાઓ જરૂર રાખવા. છત્રી પણ સાથે રાખવાની જરૂર પડેજ છે. તદુપરાંત જરૂર પડતી

જેવી કે તાવ, ઉધરસ, જુલાબ, ઝાડોબંધ કરવાની દવાઓ સાથે રાખવી, તેમજ સૂંઠ, મરી, પીપલીમૂલ, તજ, તદુ-પરાંત હલદર, ધાણાજીરૂ, મરચાં, હીંગ, આમલી, વિગેરે રસોઇમાં વાપરવાના મસાલા પણ સાથે રાખવા. રસ્તામાં આ ચીજો દુકાન ઉપર મળતી નથી ને કવચિત મળે તો સારી મળતી નથી. તે ઉપરાંત પહાડી રસ્તામાં ચાલવાને લોખંડની અણીવાળી લાકડીઓ જે હરદ્વારમાં મળે છે તે ખાસ સાથે રાખવી. પહાડોની ચડાઈ ઉતરાઈમાં તે બહુ-ઉપયોગી થઈ પડે છે.

૪ બદરીનારાયણની યાત્રાને માટે બહુધા યાત્રીઓ પોતપોતાને સ્થાનેથી રેલ્વે મારફતે હરદ્વાર જાય છે. ત્યાંથી હૃષિકેશ થઈ મુનિની રેતીથી મજુરોનો બંદોબસ્ત કરી લક્ષ્મણઝુલા પાસે (હાલ પુલ તુટી ગએલો હોવાથી) નૌકામાં બેશી ગંગાને સામેપાર જાય છે. ત્યાંથીજ યાત્રાના વિકટ રસ્તાની શરૂઆત થાય છે. દર બબે ત્રણત્રણ માઈલે યાત્રાળુ-ઓના ઉતારામાટે મુકામો આવે છે તેને પહાડી ભાષામાં ચટ્ટી કહે છે. યાત્રાળુઓને રાંધીખાવા માટે દરેક ચટ્ટીમાં પંદરથી વીશ ચુલા હોય છે. તેમજ બલતણ, લોટ, દાળ, ચોકખા, ઘી, ખાંડ, ગોળ વિગેરે વેચનારાઓની દુકાનો હોય છે. આ ચટ્ટીઓ ધર્માદા કે સરકારી હોતી નથી, પણ દુકાનદારોની માલિકીની હોય છે. તેમાં ઉતરવાનું ભાડું તે લોકો લેતા નથી. તેમ રસોઈ કરવાનાં વાસણો પણ પુરાં પાડે છે અને તેનું પણ ભાડું લેતા નથી. પરંતુ ખોરાકનો જે સામાન આપે છે તેમાં તે પૈસા ચડાવી લે છે. જે

યાત્રીઓ દુકાનદાર પાસેથી સામાન ખરીદ કરતા નથી તેમને ચટ્ટીઓમાં ઉતરવા દેતા નથી. ને ઉતરવા દે તો જે પૈસા ઠરાવ્યા હોય તે રોકડા લે છે. ચટ્ટીમાં ઉતરનારા યાત્રીઓ, તેના બન્ને છેડા ઉપર પહાડી રસ્તાની જે છૂટ હોય છે ત્યાં જંગલ જાય છે તેથી ચટ્ટીની આસપાસ ગંદકી થાય છે તે સાફ કરવાને સરકાર તરફથી માણસો રાખેલાં હોય છે છતાં ચટ્ટીની આસપાસ જોઇએ તેટલી સ્વચ્છતા હોતી નથી. આ રસ્તાપર માંખો, ચાંચડ, મશી અને માકડનું ઘણું જોર હોય છે. રાતમાં યાત્રાળુઓને તેની વિટંબના વેઠવી પડે છે.

૫ હરદ્વારથી લગભગ ૧૦૦ માઈલ સુધી બદરીનાથ જવાની સડકઉપર યાત્રીઓ મુસાફરી કરે છે રસ્તામાં દેવ-પ્રયાગ અને શ્રીનગરનામનાં મોટાં ગામો આવે છે ત્યાંથી રસ્તો બદલાય છે. રૂદ્રપ્રયાગથી કેદારનાથ ૪૮ માઇલને અંતરે છે. કેદારનાથ બારમાઈલ રહે છે. ત્યાં આગળથી ત્રિયુગીનારાયણ જવાનો રસ્તો આવે છે. તેથી કેદારનાથના રસ્તાને છોડી યાત્રીઓ તે રસ્તે જાય છે. ત્યાંથી પાછાફરી કેદારનાથ જાય છે. આ ત્રિયુગીનારાયણની યાત્રામાં લગભગ આવવા જવામાં દશમાઇલની મુસાફરી થાય છે કેદારનાથ-ની યાત્રા કરી પાછા તેજ રસ્તે નાલાચટ્ટી સુધી યાત્રાળુઓ આવે છે, ત્યાંથી બદરીનારાયણનો રસ્તો જૂદો ફંટાય છે. તે ઉખીમઠ થઇ લાલસાંગા અથવા ચમોલી જાય છે. કેદારનાથ-થી ચમોલી આશરે ૫૪ માઇલ થાય છે. ઉખીમઠ અને ચમોલીની વચ્ચે તુંગનાથની યાત્રા આવે છે. મજુરો સીધા જાય છે, અને યાત્રીઓ તુંગનાથની ચઢાઈ ચડી ત્યાં સ્નાન

દર્શન કરી, બીજે રસ્તે ઉતરઈ આવે છે ત્યાંથી ઉતરી પડે છે. અને ચમોલી જાય છે. ચમોલીથી બદરીનારાયણ ૫૭ માઈલને આશરે છે. બદરીનારાયણની યાત્રા કરી, ત્યાંથી સાતમાઈલ દૂર વસુધારાનું ધામ છે. ત્યાં સ્નાનને માટે કેટલાએક યાત્રીઓ જાય છે. ત્યાંથી સાતમાઇલ શતપંથની જગ્યા છે ત્યાં કવચિત્ ગૃહસ્થો અને સાધુઓ જાય છે. શતપંથથી સાતમાઈલ સ્વર્ગારોહણની જગો આવે છે. ત્યાં કોઈ ગૃહસ્થીઓ જતા નથી. ત્યાગીઓ કોઈ જતા હોય તો. ત્યાં અતિશય ઠંડીને લીધે પાછા ફરતા નથી. વસુધારા યાત્રીઓ જાય છે. તે બદરીનાથના મુકામની વચમાં સરસામાન રાખી એકાદ દિવસ જઈ આવે છે. બદરીનાથથી પાછા ફરતાં ચમોલી સુધી યાત્રીઓ જાય છે ત્યાંથી હરદ્વાર તરફ જતાં નંદપ્રયાગ તથા કર્ણપ્રયાગ થઈ મેલચૌરી આવે છે. ત્યાંથી રામનગર સ્ટેશને જાય છે. ત્યાંથી રેલમાં બેશી પોતપોતાના મુકામે જાય છે. બદરીનાથથી મેલચૌરી લગભગ ૯૦ માઇલ છે, ને મેલચૌરીથી રામનગર આશરે ૪૦ માઈલ છે જતી વખતે પગેચાલીને કુલ મુસાફરી ૨૪૦ માઈલની થાય છે. ને પાછા ફરતાં ૧૩૦ માઇલના આશરાની થાય છે. યાત્રીઓને મજુરની મજુરીના જે પૈસા આપવાના હોય છે તેમાંથી થોડા પૈસા કોન્ટ્રેકટર રોકડા લે છે. બાકીના પૈસા રહે તે યાત્રીઓએ બનતાં સુધી મજુરોને એકદમ આપીદેવા જોઈએ નહિ. પણ રસ્તામાં તેને ખોરાકી ખર્ચમાં જોઇએ તેમ કડકે કડકે જરૂર પુરતી રકમ આપવી અને છેવટ મુસાફરી પુરી થાય ત્યારે બાકીના પૈસા ચુકાવી આપવા જોઈએ. અગાઉથી પૈસા આપી દેવામાં

આવે તો યાત્રામાં મુસીબત આવી પડે છે. મજુરો આ મુસાફરીની હાડમારીમાં કેટલીક વખત તાવ અને બીજી બિમારીમાં સપડાય છે અગર પહાડમાં બોજો લઈ ચાલી શકવાને અશક્ત થાય છે. તે વખતે તે છૂટી જવા માગે છે. ત્યારે પૈસા તેમણે વાપરી નાખેલા હોવાથી તેની પાસેથી લઈ શકાતા નથી. તેમ તે સારો થાય ત્યાંસુધી રસ્તામાં રોકાઈ રહેવાનું યાત્રાળુઓને પાલવતું નથી. નુકશાન ખમી બીજા મજુરો કરવા પડે છે. યાત્રાની ચાલતી મોસમમાં રસ્તામાંથી મજુર, કંડી, ઝંપાન, દંડી મળી આવે છે પણ ખાસ ચોકસ મળે તેવો નિયમ નથી. આવા પ્રકારના છુટક મજુરનું જોખમ કંટ્રાકટરને માથે નથી.

૬ યાત્રાળુઓએ બનતાં સુધી મોજશોખનો તથા બીજો ફાલતુ સામાન સાથે રાખવો નહિ. છતાં જો રાખવામાં આવે તો દરેક ઠેકાણે તેને બાંધછોડ કરવાની માથાકુટ તદુપરાંત મજુરીના પણ વધારે પૈસા થઇ જાય છે. શરેરાશ કાચાશેરની મજુરી ૦-૧૨-૦ બારઆના પડે છે.

૭ યાત્રાળુઓએ આ યાત્રામાં દરરોજ પ્રાતઃકાળમાં વહેલા ઊઠી પ્રભુસ્મરણ કરવું અને બનતાં સુધી આ ચોપડીમાં છાપેલી સ્તુતિ દરરોજ કરવી. તેમ કરવાથી નિર્વિઘ્ને યાત્રાનું કાર્ય પરિપૂર્ણ થાય છે. શરીરની તંદુરસ્તી માટે રસ્તામાં કદિપણ વાસી ભોજન ખાવું નહિ. તેમ કરવાથી અજીર્ણ થઇ રસ્તામાં બિમારી આવી પડે છે.

૮ આ યાત્રામાં રસ્તે ચાલતાં ઘણી ખરી વખત ગંગાજીનો પ્રવાહ હોય છે અથવા પાણી પીવાનાં બીજા

સાધનો હોય છે. પણ યાત્રાળુઓએ રસ્તે ચાલતાં એકદમ પાણી પીવું નહિ. કારણ કે ચાલવાથી શરીરમાં ગરમી થએલી હોય છે અને પાણી બરફ જેવું ઠંડુ હોય છે તેથી ખાસ પાણી પીવું હોય તો ચાલવાનું બંધ કરી, દશમીનિટ બેસી, પાણી પણ થોડીવાર ભરી રાખી, નીતરે તે પછી પીવું. કેમકે પાણી ડોળાએલું અને રેતીવાળું હોય છે. તે પ્રમાણે ન કરતાં એકદમ પાણી પીવામાં આવે તો, યાત્રીઓને ઝાડા વિગેરે દરદો થઈ જાય છે અને રસ્તામાં પાકી હેરાનગતિ ભોગવવી પડે છે.

૯ આ પહાડની મુસાફરીમાં બનતાં સુધી ખટાઈ અને ગોળ ખાવાનું. છોડી દેવું. ઘી અને દૂધનું સેવન કરવું. જેથી તબીયત સારી રહે છે. સહવારસાંજ ચટ્ટીઓમાં ઘણું કરીને દૂધ મળે છે. તેની કિંમત પાકાશેરની ચારથી આઠઆના હોય છે. દૂધ ઊનું કરી વેચવાનો નિયમ છે.

૧૦ રસ્તામાં દરેક જગોએ દાતણ મળતાં નથી. તેથી મંજન અથવા દાતણ પોતપોતાની સગવડ પ્રમાણે યાત્રાળુએ પોતાની સાથે રાખવા જરૂરનાં છે.

૧૧ જતી વખત મુસાફરીમાં મુખ્ય યાત્રાનાં સ્થળોમાં હરદ્વાર, હૃષિકેશ, દેવપ્રયાગ, રૂદ્રપ્રયાગ, ગુપ્તકાશી, ત્રિયુગીનારાયણ, કેદારનાથ, ઉખીમઠ, તુંગનાથ, ગરૂડગંગા, જ્યોતિર્મઠ, વિષ્ણુપ્રયાગ ને બદ્રીનારાયણ એ આવે છે. ને પાછાં ફરતાં વિષ્ણુપ્રયાગ, ગરૂડગંગા વિગેરે ફરી આવે છે. તેમ વિશેષમાં નંદપ્રયાગ, કર્ણપ્રયાગ, આદબદરી વિગેરે આવે છે.

૧૨ ગુપ્તકાશી અને ગરૂડગંગામાં થાળી, વાડકો, લોટો વસ્ત્ર તથા ભર્યાભાણાનું દાન યાત્રીઓ કરે છે. તદુપરાંત ગુપ્તકાશીમાં નાળીએરનાગોળામાં ગુપ્તદ્રવ્ય મુકી દાન આપવામાં આવે છે.

૧૩ રસ્તામાં ઠેર ઠેર ટપાલ [ પોષ્ટ ] ઑફીસો અને તારઑફીસો છે. રૂદ્રપ્રયાગથી કેદારનાથના રસ્તામાં ફક્ત ટપાલઑફીસો છે તાર હજુસુધી નાંખ્યા નથી.

---

## રસ્તાની સામાન્ય સમજ.

હરદ્વારથી હૃષિકેશ સુધી જવાને મોટર ને ઘોડાગાડીઓ મળે છે હરદ્વારથી હૃષિકેશ ૧૪ ચૌદ માઈલ થાય છે. કેટલાએક યાત્રીઓ પગેચાલીને પણ જાય છે, હૃષિકેશથી મુનિનીરેતી દોઢ માઈલ છે ત્યાં લોકો પગેચાલીને જાય છે. હરદ્વારથી છેક બદરીનાથ સુધી પહાડમાં સડક બાંધેલી છે. તે સડક આશરે બારફુટ પહોળી હોય છે. બહુધા સડક પહાડની ભેખડો ઉપર બાંધેલી છે. કેટલેએક સ્થળે તો એકબાજુ નદી અને બીજી બાજુ પહાડ આવેલો હોય છે. થોડીક જગામાં નદીના પ્રવાહથી દૂર રસ્તો કાઢેલો છે.

આ રસ્તામાં હરદ્વારથી બદરીનાથ સુધી દરમાઈલે ગણત્રી કરવા સારૂ દેવડીના આકારના પીલરો નાંખેલા છે. અને આંકડા બતાવનારી તખતીઓ તેમાં ચોડેલી છે વચ્ચે દરેક ફર્લાંગે તેની નિશાની તરીકે પત્થરો નાખ્યા છે આથી રસ્તો યાદ રાખવાને બહુ અનુકૂળ પડે છે. એટલે ભૂલા

પડવાનો પ્રસંગ આવતો નથી. તેમ મુસાફરી કેટલી કરી અને કેટલી બાકી છે તે પણ સ્પષ્ટ સમજાય છે.

રૂદ્રપ્રયાગથી કેદારનાથ સુધી પણ પાકી સડક બાંધીને ત્યાં પણ માઈલ અને ફર્લાંગની યોજના કરી છે, ત્યાંથી પાછા ફરતાં નાલાચટ્ટીથી ચમોલી અથવા લાલસાંગા સુધી પણ સડક છે. ત્યાં પણ માઈલ વિગેરેની વ્યવસ્થા છે.

આ રસ્તે લુંટ ચોરીનો કશો ભય નથી. આ તરફનાં લોકો બહુ પ્રમાણિક અને નરમ પ્રકૃતિનાં હોય છે. યાત્રાળુઓને કોઈપણ પ્રકારનો ઉપદ્રવ કરતા નથી. રસ્તો એવો સરલ બાંધેલો છે કે એકલો માણસ પણ ભોમિયાની મદદ વગર યાત્રા કરી શકે છે. ભૂલા પડવાનો જરાપણ પ્રસંગ નથી.

ખાસ રસ્તાની વચ્ચે બે રસ્તાંના ફાંટા આવે છે તો ત્યાં ઘણું કરી બીજો રસ્તો ક્યાં જાય છે તેનું પાટીઉં મારેલું હોય છે. બીજે રસ્તે માઈલના પીલરો હોતા નથી. સડકની દેખરેખ માટે ઠેર ઠેર પબ્લીકવર્કસ ડીપાર્ટમેન્ટના બંગલાઓ છે. ત્યાં સડકની દેખરેખ રાખનાર સરકારી અમલદારો ઉતરે છે.

આ રસ્તામાં દિવસે મુસાફરી થાય છે અને તે વખતે આ ધોરી રસ્તામાં સિંહ, વાઘ કે બીજાં હિંસકપ્રાણી નજરે પડતાં નથી. રાતમાં મુસાફરી કરવી એ બહુ જોખમ ભરેલું છે. ઠેકઠેકાણે નાનાં ગામો આવે છે તેમાં પહાડી લોકોની વસ્તી હોય છે.

આ તરફના લોકોની ભાષા પહાડી છે. પણ તેઓ

હિન્દીભાષા બોલી શકે છે, ને સમજી શકે છે. રસ્તામાં ઠેર ઠેર વીંછુ નામની વનસ્પતિ ઊગેલી હોય છે તેની માહિતી ત્યાંના પહાડી લોકો પાસેથી મેળવીને રસ્તે ચાલતાં તેને અડકાય નહિ તેવી કાળજી રાખીને ચાલવું. જો તે છોડ શરીરના, ખુલ્લાભાગને સ્પર્શ કરે છે તો તેના ડાળાંને પાંદડાપર ધોળાકાંટા હોય છે તે શરીરમાં લાગવાથી વીંછી કરડ્યા જેટલી વેદના થાય છે. પછી છાણ, માટી, ઘી કે ભાંગ વાટીને લગાડવાથી તે આગ શમે છે.

રસ્તામાં ગૃહસ્થોએ જ્યાં પાણીનું સાધન નથી ત્યાં પરબ અગર પાણીના નળ મૂકેલા હોય છે. દરેક સ્થળે પાણી પીવા મળે છે. શાકમાં બટાકા ઘણું કરીને બધે સ્થળે મળે છે અને કવચિત્ બીજી લીલોતરી પણ મળે છે.

હૃષિકેશ વિગેરે મોટા સ્થળોએ કાલીકામલીવાળા બાવાના પંચાયતી ક્ષેત્ર તરફથી સખી ગૃહસ્થોએ ધર્મશાળાઓ બાંધેલ છે. તેમાં ઉતરવાની ચીઠ્ઠી હૃષિકેશમાંથી ક્ષેત્રવાળા આપે છે તે બતાવવાથી ધર્મશાળામાં ઉતારો મળી શકે છે. ત્યાંથી શેત્રંજી અને રાંધવાના વાસણો પણ મળે છે.



# શ્રીબદરીકેદારના માર્ગનું વર્ણન.

૧ રેલ્વેમાંથી ઉતર્યા એટલે પહેલું સ્થળ હરદ્વાર આવે છે. એ અવધ રોહિલાખંડ રેલ્વેનું સ્ટેશન છે. અહિંથીજ આ યાત્રાનો આરંભ થાય છે. એ મોટું તીર્થ છે. ત્યાં 'હરની પેડી' નામે ગંગાજીના તટપર સ્નાન કરવાની મુખ્ય જગ્યા છે. તેને બ્રહ્મકુંડ પણ કહેવામાં આવે છે. તે શિવાય કુશાવર્ત, નીલધારા, બીલ્વકેશ્વર, ચંડીદેવી, દક્ષપ્રજાપતિનું મંદિર, ભીમગોડા, સપ્તસ્રોત, આદિ પવિત્રસ્થળો છે. યાત્રા જનારે એ સ્થળોની યાત્રા કરવી જોઇએ.

૨ હૃષિકેશઃ—હરદ્વારથી ૧૪ ચૌદમાઇલ છે. બદરીનારાયણ જનારે હરદ્વારથી હૃષિકેશ જવું જોઇએ. ત્યાં જવાને પાકી સડક બાંધેલી છે તેમ રેલ્વેમાં પણ જઇ શકાય છે. પ્રથમ હૃષિકેશ રોડ કે જે આઠમાઇલ મોટર કે ગાડી દ્વારા જવું પડતું તેને બદલે હવે હૃષિકેશજ સ્ટેશન થયું છે કેટલાએક હરદ્વારથીજ હૃષિકેશ મોટરમાં પણ જાય છે. હરદ્વારથી મોટર રસ્તે જતાં એકમાઇલ ઉપર ભીમગોડાની જગ્યા આવે છે. ત્યાં ભીમસેને પોતાનો ઘોડો ઊભો રાખ્યો હતો તેથી ભાષામાં તેને ભીમગોડા કહે છે. ત્યાંથી ત્રણમાઇલ ઉપર પરદુની નામની જગો આવે છે ત્યાં કાળીકામળીવાળા તરફથી બાંધેલી ધર્મશાળા છે. ત્યાંથી

ત્રણુમાઈલ હૃષિકેશરોડનું સ્ટેશન છે. ત્યાંપણુ કાળીકામળી-વાળાની ધર્મશાળા છે ત્યાંથી આગળ અર્ધોમાઈલ ઉપર મુસવાનદીનો પુલ અવે છે ત્યાંથી અર્ધોમાઈલ દૂર સત્ય-નારાયણુનું મંદિર આવે છે ત્યાં પણુ ધર્મશાળા છે. ત્યાંથી અઢીમાઈલને અંતરે બીબીવાળાની ધર્મશાળા આવે છે ત્યાંથી એકમાઈલ દૂર દૂધપાણીની જગ્યા આવે છે ત્યાં ધર્મશાળા છે દૂધપાણીથી હૃષિકેશ ત્રણુમાઈલ થાય છે તે એક ઉત્તમ તીર્થ છે તથા તપ કરવાની ભૂમિ છે. સ્નાન તેમજ દાન કરવાની પણુ આ જગા છે. ત્યાં ભરતજીનું મંદિર છે. અત્રે ઘણા મહાત્માઓ રહે છે. કાળીકામળી-વાળાનું પંચાયતીક્ષેત્ર આસ્થળે છે તેમજ યાત્રીઓને ઉતર-વાની ધર્મશાળા પણુ છે ત્યાં શેતરંજી, વાસણુ અને દીવાની સગવડ આશ્રમ તરફથી યાત્રીઓને મળે છે મુકામે વાપરવા આપેલી ચીજોનું ભાડું લેવામાં આવતું નથી પણુ યથાશક્તિ પોતાની ઇચ્છાનુસાર એ ક્ષેત્રમાં દાનનિમિત્તે જે રકમ આપવામાં આવે છે તે લેવામાં આવે છે. આ યાત્રાની મોસમ વૈશાખ, જેઠ અને અષાડ ગણાય છે. તે વખતે આશ્રમમાંથી મુસાફરીને ઉપયોગી દવાઓ પણુ આપવામાં આવે છે. તે ઉપરાંત રસ્તાની માહિતી માટે નકશો અને ચોપડી પણુ આપવામાં આવે છે તેમજ રસ્તામાં ક્ષેત્રની ધર્મશાળાઓ છે ત્યાં ઉતરવાની ચીઠ્ઠી પણુ આપે છે. યાત્રાળુ-ઓની સગવડ આ ક્ષેત્ર તરફથી થએલી છે. સાધુસંતોને આ ક્ષેત્રમાંથી કાચું તથા પાકું અનાજ મળે છે. સાધન વગર યાત્રા કરનાર ત્યાગીઓને રસ્તામાં ઠેકઠેકાણે અન્ન-ક્ષેત્રની સગવડ છે. ત્યાંથી સદાવ્રત મળે એવી ચીઠ્ઠી પણુ

આશ્રમ તરફથી આપવામાં આવે છે. હૃષિકેશમાં માઘમાસમાં ઘણા શ્રદ્ધાળુ પુરૂષો નિવાસ કરે છે. પછી ભજન તથા પુન્યદાન કરે છે આ સ્થળે પીંડદાન કરવાનો મહિમા પ્રયાગરાજ્યથી પણ અધિક ગણાય છે.

૩ હૃષિકેશથી દોઢમાઈલ ઉપર **મુનિની રેતીની** જગ્યા આવે છે. ત્યાં શત્રુઘ્નજીનું મંદિર છે તેમ ધર્મશાળા પણ છે. પ્રાચીન મુનિઓએ આ સ્થળે તપ કરેલ હોવાથી તેનું નામ મુનિની રેતી રાખવામાં આવ્યું છે અહિંથી તેહરીરાજમાં નરેંદ્રનગર જવાનો મોટરનો રસ્તો છે. બદરીનારાયણ જનારાને ત્યાં જવાની જરૂર નથી. મુનિની રેતીમાં પ્રથમ બતાવ્યા પ્રમાણે મજુર, કંડી, ઝંપાન, અને દંડીના સરકારી કોન્ટ્રેકટરનો મુકામ રહે છે. તેથી યાત્રાળુઓ પોતપોતાની જરૂરીયાત પ્રમાણે જોઈતા સાધનોનો બંદોબસ્ત તેમની પાસેથી કરી લે છે.

૪ મુનિની રેતીથી દોઢમાઈલ **લક્ષ્મણઝુલાનું** સ્થાન આવે છે. ત્યાં લક્ષ્મણજીનું મંદિર છે. આ સ્થળે પ્રથમ લક્ષ્મણઝુલા નામે પુલ હતો તે હાલમાં થોડા સમય ઉપર મોટીરેલ આવવાથી તુટી ગયો છે તેથી નાવડામાં બેશી યાત્રાળુઓ સામે કિનારે જાય છે. નાવનો બંદોબસ્ત કોઈ આશ્રમ તરફથી કરેલો છે. તેની લાગત જાત્રાળુ પાસેથી લેવાતી નથી. લક્ષ્મણઝુલા સુધી તો હરદ્વાર જનારાઓ બહુધા જાય છે. બદરીનારાયણના રસ્તાની ખરી શરૂઆત લક્ષ્મણઝુલાથીજ થાય છે. અહિં પણ ધર્મશાળા છે અને યાત્રાની મોસમમાં સદાવ્રત અપાય છે.

૫ **લક્ષ્મણઝુલાથી** બેમાઈલ ઉપર **ગરૂડચટ્ટી** આવે છે. ગરૂડચટ્ટીમાં ગરૂડજીનું દેવાલય છે. યાત્રાળુઓને ઉતરવાની સગવડ છે. ગરૂડચટ્ટીથી બેમાઈલ ઉપર **ફૂલવાડીચટ્ટી** આવે છે. ત્યાં ધર્મશાળા તથા મોદીની દુકાનો છે. **શ્રી**ગંગાજીના કિનારા ઉપર આ જગો છે. ફૂલવાડીચટ્ટીથી ત્રણમાઈલ ઉપર **ગૂલરચટ્ટી** આવે છે. ગૂલરચટ્ટીથી બેમાઈલ ઉપર **ઘટ્ટગાડ**, ત્યાંથી ત્રણમાઈલ ઉપર **નાઈમુહાને** ચટ્ટી આવે છે. આ સ્થળે જળની ઉત્તમ ધારા છે. નાઈમુહાનેથી ત્રણ-માઈલ ઉપર **બિજનીચટ્ટી** આવે છે. અહિં ઝરણાનું ઉત્તમ જળ અને આંબાનાં વૃક્ષો છે.

૬ બિજનીથી બેમાઇલ **ન્યોડાખાલની** જગ્યા આવે છે. ત્યાંપણીની પરબ છે. ત્યાંથી સવામાઇલ ઉપર **કુંડચટ્ટી** આવેછે. ત્યાં પણ પાણીની પરબ છે.

૭ કુંડચટ્ટીથી ત્રણમાઇલ ઉપર **બદરચટ્ટી** આવે છે. અહિં ભાગીરથીનો કિનારો છે. સુંદર ઝાડોની છાયા છે. અહિં અનાજ વિગેરેનો ભાવ વધતો બેસે છે. અહિંથી ત્રણમાઈલ ઉપર **મહાદેવચટ્ટી** આવે છે. ત્યાં પણ ગંગાજી નજીકમાં વહે છે.

૮ મહાદેવચટ્ટીથી અઢી માઈલ ઉપર **ઓખલ-ઘાટ** આવે છે ત્યાં મોસમમાં પાણીની પરબ બેસે છે. **ઓખલઘાટથી** એકમાઇલ **સંભાલુ**, ને સંભાલુથી બેમાઈલ ઉપર **ખંડાની** જગ્યા આવે છે. ત્યાં ઝાડોની સુંદર છાયા છે. ત્યાંથી એક માઇલ ઉપર **કાંડીચટ્ટી** આવે છે. આ ચટ્ટી મોટી છે ત્યાં ગોપાલજીનું મંદિર છે. તેમ ધર્મશાળા પણ છે

૯ **કાંડીચટ્ટીથી અઢીમાઇલપર વ્યાસઘાટ આવે છે.** કાંડીથી વ્યાસઘાટ જતાં ઉતરાઇનો રસ્તો છે. વ્યાસઘાટ જતાં વ્યાસગંગાનો મનોહરપુલ આવે છે. વ્યાસનું મંદિર અને ગુપ્તેશ્વર મહાદેવનું દેવાલય છે. આ સ્થળે વ્યાસગંગા અને ભાગીરથીનો સંગમ થાય છે. ત્યાં યાત્રીઓ સ્નાન કરે છે. અત્રે ધર્મશાળા તથા પોસ્ટ ઑફીસ પણ છે.

૧૦ **વ્યાસઘાટથી** સાડાત્રણમાઇલ ઉપર **છલડી-ચટ્ટી** આવે છે; પણ હાલ ત્યાં વસતી નથી. છલડીથી અઢીમાઇલ ઉપર **ઉમરાસુચટ્ટી** આવે છે અત્રે વૃક્ષોની સુંદર છાયા છે.

૧૧ ઉમરાસુચટ્ટીથી બેમાઇલ **સૌડચટ્ટી** આવે છે ત્યાં પાણીનાં ઝરણ અને છાયા છે. સૌડથી દોઢમાઇલ ઉપર **દેવપ્રયાગ** નામે ગામ આવે છે. આ ગામ મોટું છે. ત્યાં વાસણ, કપડાં અને આપણા તરફનાં શહેરોમાં વેચાતી બીજી ચીજો જેવી સર્વચીજો મળે છે. દેવપ્રયાગ અલકનંદા ને ભાગીરથીના સંગમ ઉપર વસેલું છે. ત્યાંરઘુનાથજીનું પ્રાચીનમંદિર છે. તેમ ધર્મશાળા અને સદાવ્રત પણ છે. બદરીનાથનો પટ જ્યારે બંધ થાય છે ત્યારે પંડ્યાઓ આવીને અહિં રહે છે. તે લોકોનાં ઘણા સુંદર મકાનો આ ગામમાં છે. અહિં બેઉ નદીઓના સંગમ ઉપર શ્રાદ્ધ કરવાનો મહિમા છે. ગયાજી કરતાં પણ આ જગ્યા ઉત્તમ ગણાય છે. જે યાત્રીઓ બદરીનાથ અને કેદારનાથની સાથે **ગંગોત્રીની** યાત્રા કરવાની ઇચ્છા રાખે છે, તેનો રસ્તો અહિંથી જૂદો પડે છે. તેઓ **તેહરી** થઇને ગંગોત્રી જાય છે.

તેહરીરાજની રાજધાની દેવપ્રયાગથી ૩૩ માઇલ છે. તેનું નામ નરેન્દ્રનગર છે. ત્યાં તેહરીનારાજાનાં દર્શન થાય છે. ત્યાં બદરીનાથની ગાદી છે. ગંગોત્રી જનારા યાત્રીઓ ત્યાંથી સીધા ત્રિયુગીનારાયણ આવે છે. ત્યાંથી કેદાર થઇ બદરીનારાયણ જાય છે. એટલે તેમને દેવપ્રયાગ પાછા આવવાની જરૂર નથી. પણ ગંગોત્રીથી ત્રિયુગીનારાયણનો રસ્તો ઘણો કઠિણ છે ગંગોત્રી ન જતાં સીધા બદરીનારાયણ જનારાઓનો રસ્તો જૂદો છે દેવપ્રયાગમાં તાર, પોષ્ટ અને પોલીસખાતું છે.

૧૨ દેવપ્રયાગથી બદ્રીનારાયણ જવાને રસ્તે ત્રણમાઇલ ઉપર વિદ્યાકોટીનું સ્થાન આવે છે. ત્યાં પ્રાચીન મંદિર છે.

૧૩ વિદ્યાકોટીથી ત્રણમાઇલ સીતાકોટી આવે છે ત્યાં પાણીની પરબ બેસે છે.

૧૪ સીતાકોટીથી ત્રણમાઇલ ઉપર રાણીબાગની જગ્યા આવે છે અહિં પહેલાં કોઇ રાણીએ બાગ બનાવરાવ્યો હશે તેથી એ જગ્યાનું નામ રાણીબાગ પડયું છે.

૧૫ રાણીબાગથી ત્રણમાઇલ ઉપર રામપુર નામે ચટ્ટી આવે છે ત્યાં પીવાના પાણીનું સુંદર ઝરણ છે.

૧૬ રામપુરથી ત્રણમાઇલ ડીગોલીચટ્ટી આવે છે ત્યાં આંબાનાંવૃક્ષો અને ઝરણ છે.

૧૭ ડીગોલીથી બેમાઇલ ઉપર ભીલ્લ(બિલ્લ)કેદારનું સ્થાન આવે છે ત્યાં મહાદેવનું દેવાલય છે અને અહિં

બીલી ચડાવવાનું માહાત્મ્ય છે. અત્રે ભીલગંગા અને અલક-નંદાનો સમાગમ થાય છે ત્યાં સ્નાન કરવાનું મહાત્મ્ય છે. આ સ્થળે અર્જુનને ભીલરૂપધારણ કરનાર મહાદેવને યુદ્ધ થયું હતું. તેથી આ જગ્યાનું નામ ભીલકેદાર પડયું છે. આ ચટ્ટીમાં કેળાં તથા બીજી લીલોતરી પણ વેચાવા આવે છે. અહિંથી ત્રણમાઇલ ઉપર **શ્રીનગર** શહેર આવે છે. અહિં ધર્મશાળા, પોલીસચોકી, પોષ્ટઑફીસ, તારઑફીસ અને દવાખાનું છે. અહિં દરેક ચીજ મળે છે. અત્રે પ્રાચીન કમળેશ્વર મહાદેવનું મંદિર છે.

૧૮ **શ્રીનગરથી** એકમાઈલ ઉપર **નયાનગર** આવે છે. ત્યાં ધર્મશાળા છે અને યાત્રાની મોસમમાં સદાવ્રત અપાય છે. ત્યાંથી ચારમાઇલ ઉપર **સુકતાચટ્ટી** આવે છે. ત્યાં ઝાડોની છાયા અને ગંગાજી નજીક છે.

૧૯ સુકતાથી સાડાત્રણમાઇલ ઉપર **ભટ્ટીસેરીચટ્ટી** આવે છે, ત્યાં નદી પાસે છે તેમ આટો બનાવવાની પાણીથી ચાલતી ચક્કી પણ છે.

૨૦ ભટ્ટીસેરાથી દોઢમાઈલ **છાતીખાલચટ્ટી** આવે છે. અહિંથી ચઢાઈનો રસ્તો શરૂ થાય છે. ત્યાં ધર્મશાળા તથા સદાવ્રત પણ છે. છાતીખાલથી બેમાઈલ ઉપર **ખાંકરા-ચટ્ટી** આવે છે. ત્યાંથી ઉતરાઈનો રસ્તો આવે છે ઉતરાઇ પછી દોઢમાઈલ સુધી ચઢાઈનો રસ્તો આવે છે.

૨૧ ખાંકરાથી અઢીમાઈલ **નરકોટાચટ્ટી** આવે છે. નરકોટાથી સાડાત્રણમાઈલ **ગુલાબરાયચટ્ટી** આવે છે આ

રસ્તામાં ચઢાઈને ઉતરાઈ બન્ને આવે છે. અહિં વૃક્ષોની છાયા ને કદળીવન છે.

૨૨ ગુલાબરાયથી દોઢમાઈલ ઉપર રૂદ્રપ્રયાગ આવે છે. ત્યાં અલકનંદાને મંદાકીનીનો સંગમ છે. સ્નાન કરવા પત્થરનો આરો બાંધેલો છે. અલકનંદા નદી ઉતરવાને પુલ બાંધેલો છે ધર્મશાળા છે ને સદાવ્રત અપાય છે. અહિંથી બદરીનાથ જવાનો સીધો રસ્તો છે પણ કેદારનાથ જનાર ચાત્રીઓ સીધા જતા નથી ને કેદારનાથને રસ્તે જાય છે. ત્યાં પણ પહાડમાં સડક બાંધેલી છે, અહિંથી કેદારનાથ ૪૮ માઇલ છે અને રુદ્રપ્રયાગથી બદરીનાથ ૯૩ માઇલ છે.

૨૩ રૂદ્રપ્રયાગથી કેદારનાથ જવાના રસ્તા ઉપર પાંચમાઈલ **છતોલીચટ્ટી** આવે છે. ત્યાંથી દોઢમાઈલ **મઠચટ્ટી** આવે છે. ત્યારપછી તિલવાડા અને **રામપુર-ચટ્ટી** આવે છે. રામપુરથી ચારમાઈલ ઉપર અગસ્ત્ય-મુનીની જગ્યા આવે છે અહિં અગસ્ત્યમુનિનું મંદિર છે તેમ પોષ્ટઑફીસ પણ છે. ગંગાજી દૂર છે પણ ચટ્ટી પાસે પાણીનો નળ છે. અત્રે ધર્મશાળા છે અને મોસમમાં સદાવ્રત અપાય છે અહિંથી અર્ધામાઈલ ઉપર છોટાનારાયણનું મંદિર છે. મૂર્તિ વિશાળ છે અને નજીકમાં રૂદ્રાક્ષનાં ઝાડો છે. ત્યાંથી સાડાત્રણમાઈલ ઉપર **ચંદ્રાપુરી-ચટ્ટી** આવે છે. અહિં ચંદ્રશેખર મહાદેવ તથા દુર્ગામાતાનું મંદિર છે. અત્રે ચંદ્રા તથા ગંગાજીનો સંગમ છે ચંદ્રપુરી-માં પેસતાં દોરડાનો કાચો ઝુલો ઓલંઘવો પડે છે. તે ઝુલો ઓલંઘવાના ઠેકાદારને પૈસા આપવા પડે છે. તે ઠેકાદાર

ઝુલ્લાની મરામત કરે છે. તથા યાત્રાળુઓને ઉતરવામાં મદદ કરે છે.

૨૪ ચંદ્રાપુરીથી ત્રણમાઇલ પર **ભીરીચટ્ટી** આવે છે. ત્યાં સુંદર પુલ છે તથા ધર્મશાળા પણ છે. અહિં યાત્રીઓને ઉતરવા સારૂ સારી સગવડ છે. ભીરીચટ્ટીથી ત્રણ-માઇલ ઉપર કુંડચટ્ટી આવે છે. અત્રે પણ ઉતરવાની સગવડ સારી છે આ યાત્રામાં ઠંડીની ખરી અસર અહિંથીજ શરૂ થાય છે. અત્યાર પહેલાં ઠંડીની અસર યાત્રીઓને થતી નથી કુંડથી ત્રણમાઇલ ઉપર ગુપ્તકાશીનું ધામ આવે છે. અહિં ધર્મશાળા છે અને સદાવ્રત પણ મળે છે. અહિં યાત્રીઓને ઉતરવા સારૂ સારાં મકાનો છે. કાશીવિશ્વનાથનું બહુ જૂનું મંદિર છે નજીકમાં ન્હાવાનો કુંડ છે તેમાં ગૌમુખીધારા પડે છે. અહીં થાલી, વાડકો, લોટો, સીધું અને નાળીએરના ગોટામાં છુપીરીતે દ્રવ્ય ઘાલીને ગુપ્તદાન કરવામાં આવે છે અત્રે ટપાલઑફીસ છે. કેદારનાથથી પાછા ફરતાં ઉખીમઠ થઇ બદરીનારાયણ જવાનો જૂદો રસ્તો છે તે ઉખીમઠનાં મકાનો એકમાઇલ ઉપર પહાડમાં દેખાય છે. એ દેખાવ બહુ રમણીય લાગે છે. ગુપ્તકાશીથી એકમાઇલ ઉપર નાલાચટ્ટી આવે છે. આ ચટ્ટી કેદારનાથ જતાં ને આવતાં બેઉ વખત આવે છે. અહિંથીજ યાત્રીઓ ગુપ્તકાશી પાછા જવાને બદલે એક બીજો પુલ ઉતરીને બદરીનાથ જવા ઊખીમઠની સડકે જાય છે. રસ્તામાં ફાલતુ સામાન વધારે હોયતો યાત્રીઓ અહિં ચોકીમાં મૂકી શકે છે, અને કેદારનાથથી પાછા આવતાં લઇ લેછે તેની કાંઇ લાગત

આપવી પડતી નથી. ચોકીવાળાઓ આવતાં જતાં યાત્રીઓ તેની ચટ્ટીમાં ઉતરે અને તેનો સરસામાન લે તે આશાએ આ સગવડ તેઓ આપે છે.

૨૫ નાલાચટ્ટીથી દોઢમાઇલ ઉપર મોતાદેવીચટ્ટી આવે છે આ ચટ્ટી સારી છે, પીવાના પાણીની સગવડ છે. અને બીજાં મંદિરો પણ ( ચારપાંચ ) છે મોતાદેવીથી દોઢમાઇલ ઉપર નારાયણકોઠી આવે છે. અહીં એક પ્રાચીન મંદિર છે અહિંથી ઉતરાઇ શરૂ થાય છે. નદીપાસે લાકડાની ઉતારેલી બરણીઓ, પ્યાલા, સાધુઓ રાખે છે તેવા તુંબડાના આકારના વેચાય છે. અહિંથી ચઢાઈનો રસ્તો શરૂ થાય છે.

૨૬ નારાયણ કોઠીથી સાડાચાર માઇલ ઉપર બ્યોંગચટ્ટી આવે છે. અહિં ભગવતીનું મંદિર છે. તેમ મહાત્માઓ પણ રહે છે. ચઢાઈબંધ બ્યોંગચટ્ટીથી એક માઈલ ઉપર શક્તિનું મંદીર છે. ત્યાં એક મોટો ઝુલો બાંધેલો છે. ગમતની ખાતર કેટલાક યાત્રીઓ તે ઝુલે બેશી ઝુલા ખાય છે. ત્યાંથી દોઢમાઇલ ઉપર ફાટાચટ્ટી આવે છે. ત્યાં સારીસારી દુકાનો છે અને સર્વ માલ વેચાય છે. પાણીના ચાલતા પ્રવાહથી અનાજ પીસવાની ચક્કી છે. અને સરકારી ધર્મશાળા પણ છે. ફાટાચટ્ટીથી ત્રણમાઈલ ઉપર બદલપુર ચટ્ટી આવે છે ત્યાંથી દોઢમાઇલ ઉપર રામપુરચટ્ટી આવે છે આ રામપુરચટ્ટી પહેલાં બટકુંડાચટ્ટી પણ કહેવાતી. અહિં ધર્મશાળા પણ છે. તેમ સદાવ્રત પણ અપાય છે.

૨૭ રામપુરથી ત્રણમાઇલ ઉપર પાટીગાડચટ્ટી આવે છે અને અહિંથી ચઢાઇનો રસ્તો શરૂ થાય છે ત્યાંથી ચારમાઇલ ઉપર ત્રિયુગીનારાયણની જગ્યા આવે છે. ત્યાં જવા માટે પાછા ફરવાનો જૂદો રસ્તો છે. અહિંથી કેદારનાથ જવાની સડક યાત્રીઓને છોડવી પડે છે કોઈ મારવાડી ગૃહસ્થે કાચો રસ્તો કરાવેલો છે. ત્યાં થઇ યાત્રીઓ આ ધામે જાય છે અને ત્યાંથી પાછા ફરે છે.

૨૮ ત્રિયુગીનારાયણથી કેદારનાથ તરફ વળવાનો રસ્તો પ્રથમ જૂદો અને વિકટ હતો. ઉક્ત ગૃહસ્થે રસ્તો જૂદો કાઢીઆપવાથી યાત્રીઓને થોડી સગવડ થઈ છે. અહિં ત્રિયુગીનારાયણનું મંદિર છે. તેમાં લક્ષ્મીનારાયણની મુર્તિઓ છે. અહિં શિવપાર્વતીનાં લગ્ન થએલાં તેજ સ્થળે પ્રાચીન અગ્નિની ધુણી કાયમ રાખેલી છે તેમાં હમેશાં અગ્નિ સળગેલો રહે છે. મંદિર નજીક ન્હાવાનો કુંડ છે અત્રે ત્રિયુગીનારાયણના ધામના જૂદા પંડ્યાઓ રહે છે. તે સ્નાન દેહશુદ્ધિ કરાવી; અને મંદિરમાં દર્શન કરાવી યાત્રીઓ પાસેથી દક્ષિણા લેછે અહિં વધારે ઠંડી લાગે છે. ધર્મશાળા છે તથા ધુણી સળગે છે તેમાં યાત્રિઓ શ્રદ્ધાપૂર્વક શક્તિ પ્રમાણે બલતણ નખાવે છે અત્રે હોમ કરાવવાનું મોટું માહાત્મ્ય ગણાય છે. અહિં સદાવ્રત પણ મળે છે. ત્રિયુગીનારાયણની યાત્રા કરી યાત્રીઓ કેદારનાથ તરફ જાય છે કેદારનાથ ત્રિયુગીનારાયણથી ચૌદમાઇલ દૂર છે. અત્રેથી ઉતરાઈ છે.

૨૯ કેદારનાથ જતાં પ્રથમ **પાટીગાડચટ્ટી** આવે છે. ત્યાંથી બેમાઇલ સોનપ્રયાગચટ્ટી આવે છે ત્યાંથી પૂલ ઉતરીને એકમાઇલ ઉપર **મુંડકટાગણેશની** જગ્યા આવે છે. ત્યાંથી ચારમાઇલ **ગૌરીકુંડ** છે. આ રસ્તો જરાક કઠિણ છે. ગૌરીકુંડના સ્થાનમાં બેકુંડ છે. તેમાં એકમાં પીલારંગનું ઘણુંજ ઠંડું પાણી છે ત્યાં યાત્રીઓ પ્રથમ સ્નાન કરે છે. તેની નજીક થોડે દૂર ગરમપાણીનો કુંડ છે તેમાં સ્નાન કરતાં બહુ ઊનું લાગે એવા ગરમ જલનો પ્રવાહ આવે છે અહિં યાત્રીઓ સ્નાન તર્પણ કરે છે. અહિં પણ બ્રાહ્મણો રહે છે તેઓ યાત્રાળુ પાસેથી દક્ષિણા લે છે. અત્રે સદાવ્રત પણ છે. અત્રે ઘણી ચટ્ટીઓ છે તેમ નદીનીનજીક જુનીચટ્ટીઓ પણ છે સં. ૧૯૮૨ ના ચોમાસામાં વરસાદથી ચટ્ટી બેસી જવાથી ગઢવાલના કેટલાએક યાત્રીઓ દબાઇ ગયા હતા તેથી આ સ્થાનમાં રાતવાસો કરતાં પહેલાં ચટ્ટી સારી જોઈ ઉતરવાની કાળજીની ખાસ જરૂર છે.

૩૦ ગૌરીકુંડથી એકમાઇલ પર **ચિરપટિયા** અથવા **ચિરવાસા** ભૈરવની જગ્યા આવે છે. ચિરપટિયાથી એક-માઈલ **ભીમસેનશિલા** નામકચટ્ટી આવે છે. ત્યાંથી દોઢ-માઇલ પર **રામવાડાચટ્ટી** આવે છે. જ્યારે કેદારનાથમાં ઘણીજ સખ્ત ઠંડી હોય ત્યારે કેદારનાથ સ્નાન દર્શન કરી તેજ દિવસે પાછાફરી યાત્રીઓ આ ચટ્ટીમાં ઉતારો કરે છે અહિં સગવડ સારી છે ધર્મશાળા છે ને ત્યાગીઓને સદાવ્રત પણ અપાય છે.

૩૧ રામવાડાથી કેદારનાથ જવાની ઘણી સખ્ત ચઢાઈ શરૂ થાય છે. ત્યાંથી બેમાઇલ પર **દેવદેખની** ચટ્ટી આવે છે અહિંથી શ્રીકેદારનાથજીનું મંદિર દેખાય છે દેવ-દેખનીથી બેમાઇલ પર **શ્રીકેદારનાથજી**નું ધામ છે. કેદાર-નાથની નજીક એકમાઇલ તીરમાં રસ્તો સારો છે અહિં સખ્ત ઠંડી પડે છે. ખરેબપોરે પણ સૂર્યનો તાપ નહોય તો સખ્ત ઠંડી લાગે છે અત્રે શ્રીકેદારનાથજીનું પ્રાચીન મંદિર છે અને જલાધારીમાં વિશાળ મહાદેવનું બાણ છે. બહારના ઘુમટમાં પાંચપાંડવ અને કુંતાજીની મૂર્તિઓ જૂદે જૂદે સ્થળે પધરાવેલી છે અત્રે વિધિપૂર્વક ગંગાજળ તથા પૂજાની સામગ્રી સાથે ઉચ્ચવર્ણના હિંદુઓને બાણને અડકી પૂજા કરવા દેવામાં આવે છે પૂજાનો તમામ સામાન ત્યાંની દુકાનોમાંથી મળે છે. પૂજા પરિપૂર્ણ થયા પછી મહાદેવજી-ના અંગઉપર થીનેલું ઘી લગાડી યાત્રીઓ ત્યાં પોતાનું હૃદય અડાડે છે અર્થાત્ મહાદેવને ભેટે છે. પછી પોતાનાં સર્વ પાપની નિવૃત્તિ થઈ એમ માને છે અત્રે સ્નાન, દાન, અને ધ્યાનનું મહાન્ પુણ્ય ગણાય છે અહિં ધર્મશાળા છે. અત્રે પંડ્યાઓ રહે છે ને યાત્રીઓ ઉપર યજમાન તરીકેનો હક કરે છે. યાત્રીઓને ઉતારો આપે છે. યાત્રા સમાપ્ત કરી પાછા ફરતી વખતે શ્રીફલ આપી દક્ષિણા લેછે. અહિં એક ઉદક કુંડ છે તેના જળનું ચરણામૃત લેવાનું મોટું મહાત્મ્ય ગણાય છે. અહિં સીધુંસામાન તથા બલતણ બહુમોંઘાં મળે છે ને ઠંડી પણ વિશેષ હોય છે તેથી યાત્રીઓ કંદોઇની દુકાનેથી તૈયાર લઈ ચલાવી લે છે. છતાં રસોઈ કરવી હોય તો



કેદારનાથનું મંદિર, પાછલા પહાડના દેખાવ સાથે.

ત્યાં પંડ્યાલોકો તેની સગવડ કરી આપે છે. અત્રે પોષ્ટઑફીસ છે. તારઑફીસ થવાની વકી છે યાત્રાની મોસમમાં અત્રે દવાખાનું રહે છે ને સદાવ્રત પણ અપાય છે આ મંદિરની સેવા ભેટ આપવી હોય તો તેની એક ઑફીસ રાખવામાં આવી છે ત્યાં ભેટ લઇ પહોંચ આપવામાં આવે છે આ મંદિર રાવળજીના હસ્તકમાં છે રાવળજીનો મુકામ અહિં તથા પટબંધ થાય ત્યારે કાયમ ઉખી મઠમાં રહે છે. અત્રે રેતકુંડ તથા હંસકુંડ છે. અહિં છમાસ સુધી બરફ પડવાથી, કારતકથી તે વૈશાખ સુધી આખું ગામ બરફથી ઢંકાએલું રહે છે. ત્યારે પટબંધ રહે છે. વૈશાખ અગર જેમાસમાં જ્યારે બદરીનાથજીનો પટ ખોલે છે ત્યારે અહિં પણ ખોલે છે. આ મંદિરની વારસિક આવદાની પંદરહજારની આસપાસની ગણાય છે. આ ધામથી થોડે દૂર એક નાનું મકાન બાંધેલું છે. તેની પાસે એક ઝરો છે એ ઝરાના પાણીમાં દરેક ક્ષણે પરપોટા થયા કરે છે. ને બંમહાદેવ, બંમહાદેવ એવો અવાજ થતો હોય એવું સુંદર ભાન કરાવે છે. અહિંથી દોઢમાઇલ ઉપર પંદરસોફુટની વધારે ઉંચાઇએ એક સરોવર છે. ત્યાં ઘણો વખત તો બરફને લઇને પાણી ઠરી ગએલું હોય છે. એવું કહેવાય છે કે જે ત્યાં પોતાનો દેહ ગાળીનાખવાના ઉદ્દેશથી જાય છે. તેઓ પાછા ફરતા નથી. અહિં ગંગાજીનું પાણી બહુજ ઠંડું હોય છે. તેમાં સ્નાન કરવાથી ઘણી સખ્ત ઠંડી લાગે છે. યાત્રીઓ સ્નાનાદિક કર્યા પછી બહુધા અત્રે ટકતા નથી. પણ જેઓ શ્રદ્ધાથી રહેવા માગે છે તે ત્રણ ચાર દિવસ રહે છે.

મંદિરમાં શિવજીને રાંધેલી સામગ્રી ધરવામાં આવે છે. રૂદ્રપ્રયાગથી કેદાર સુધી રસ્તામાં મંદાકિની ગંગા વહે છે.

૩૧ બદરીનાથ જવામાટે કેદારનાથથી એજરસ્તે નાલાચટ્ટી સુધી પાછા આવવું પડે છે. વચ્ચે ત્રિયુગીનારાયણનો રસ્તો છૂટી જાય છે ત્રિયુગીનારાયણના રસ્તે મારેલાં પાટીઆં બાજુપર રહી જાય છે અને નાલાચટ્ટી અવાય છે. ત્રિયુગીનારાયણ જતી વખતનો રસ્તો ને ત્યાં કેદારનાથ જવાનો રસ્તો એક નથી પણ જૂદો છે એટલે નાલાચટ્ટીથી કેદારનાથ જતી વખતે એક માઇલ જગ્યા આવતી નથી કેદારનાથથી સીધા આવતાં નાલાચટ્ટી સુધી આખી સડક પસાર કરવી પડે છે. નાલાચટ્ટી જતી વખત સામાન મૂકયો હોય તો આ સમયે યાત્રી લઇ લે છે. નાલાચટ્ટીથી દોઢ માઈલથી ઉતરાઈ ઉતરીને મંદાકિનીનો ઝુલતો સુંદર પુલ છે તે ઉતરી ઉખી મઠ જવાને દોઢ માઇલની ચઢાઇ ચડવી પડે છે આ ઉખી મઠની અંદર કારતકથી વૈશાખ સુધી દરસાલ ( શ્રી કેદારેશ્વરનો પટબંધ થાય છે ત્યારે ) શ્રી કેદારેશ્વરની પૂજા થાય છે. અહિં કેદારનાથના રાવળનું ભવ્ય મકાન છે. ઉષા, અનીરૂદ્ધ ને ચિત્રરેખાની અહિં મૂર્તિઓ છે ૐકારેશ્વરનું મંદિર છે અત્રે દવાખાનું અને પોષ્ટ ઓફીસ છે. તેમ ધર્મશાળા હોઇ સદાવ્રત પણ અપાય છે. બદરીનાથ જવા માટે જે સડક અત્રેથી ચમોલી સુધી જાય છે તે સડકના પત્થરો ગુપ્તકાશીથી ચમોલી સુધી નાખેલા છે. તેમાં ઉખી મઠ એ સડક ઉપર આવે છે ઉખીમઠથી ત્રણ માઈલ ઉપર કંઠાચટ્ટી આવે છે વચ્ચે

**બ્રહ્મચટ્ટી, દુર્ગાચટ્ટી વાલીયાબગડચટ્ટી** આવે છે. વાલીયાબગડચટ્ટી ઉતારાને માટે સારી છે. વાલીઆબગડથી એક માઈલ ઉપર **દયડાચટ્ટી** આવે છે ત્યાંથી બે માઈલ ઉપર **પોથીવાસાચટ્ટી** આવે છે. પોથીવાસાથી એક માઇલ ઉપર **દોગઢભીતા** ત્યાંથી એક માઈલ વાંકીઆ કુંડ અને ત્યાંથી એક માઈલ ઉપર **ચોપટ્ટા** ચટ્ટી આવે છે અહિથી એક રસ્તો બદરીનારાયણ જાય છે અને બીજો માર્ગે તુંગનાથ જાય છે. યાત્રીઓ અહિંથી મજુરોને સિધા રવાના કરી તુંગનાથને રસ્તે જાય છે તે રસ્તો સખ્ત ચઢાઈનો છે તુંગનાથ કૈલાશ શિખરપર છે. ચોપટ્ટાથી તુંગનાથ બે માંઇલ થાય છે, તુંગનાથનું મંદિર પ્રાચીન છે. સ્નાન કરવાને માટે ગૌમુખી ધારાની કુંડ જેવી બાંધેલી જગ્યા છે. તેમાં સ્નાન કરી યાત્રીઓ મહાદેવની પૂજા કરે છે. પૂજાની સામગ્રી અહીં મળે છે. અત્રે પણ કંદોઇની દુકાનો છે. અતરે તુંગનાથના પંડ્યા જુદા રહે છે. તે યાત્રીઓને સ્નાન પૂજા કરાવી દક્ષિણા અને સીધુ લે છે. અહિં યાત્રાની મોસમમાં સદાવ્રત અપાય છે. તુંગનાથની યાત્રા કરી અઢી માઇલની ઉતરાઈ ઊતરી **ભીમોડયારચટ્ટી** આવે છે. આ ઉતરાઈનો રસ્તો ચઢાઇ કરતાં પણ વધારે કઠિણ છે. ભીમોડયારથી ચોપટાવાળી સીધી સડક બદરીનાથ જવાની ચાલી આવે છે તે સડકપર યાત્રીઓ આગળ જાય છે ભીમોડથી પુષ્કળ ઝાડોનું જંગલ શરૂ થાય છે તે જંગલમાં સડક નાંખેલી છે. ત્યાંથી ત્રણ માઈલ **પાંગરવાસાચટ્ટી** તથા વચ્ચે જંગલચટ્ટી આવે છે ફાટાચટ્ટીથી આ પાંગરવાસા ચટ્ટીની વચ્ચે રસ્તામાં કેટલેક સ્થળે

જળના જીવડા માલમ પડે છે. જો પગ ખુલ્લા હોય તો પગે વળગી લોહી ચુસે છે તેથી યાત્રીઓ આ રસ્તાની શરૂઆતથી છેવટ સુધી ( પાંગરવાસા સુધી ) જોડા, મોજા અને મોજા ઉપર ગરમ પટાઓ પગે બાંધે છે તેથી શરીરનું રક્ષણ થાય છે પાંગરવાસાથી ચાર માઈલ ઉપર મંડલ ચટ્ટી આવે છે. અહિં બાલખીલ્યા નદી વહે છે. અત્રે ઉતરવાની સારી સગવડ છે મંગલચટ્ટીથી ચારમાઈલ સિંધેનાચટ્ટી આવે છે. ત્યાંથી ત્રણમાઈલ ગોપેશ્વરચટ્ટી આવે છે અત્રે ગોપેશ્વરનું પ્રાચીન મંદિર છે. અષ્ટધાતુની કુરસી મંદિરના ઘુમટમાં મૂકેલ છે. ગોપેશ્વરથી અઢીમાઈલનો ઉતરાઈનો રસ્તો કાપ્યા પછી લાલસાંગા અથવા ચમોલી આવે છે. આ ગામ મોટું છે અહિં સરકારી બેંક પણ છે. ટપાલ, તાર ને દવાખાનું પણ છે. અને કાલીકામળીવાળાની ધર્મશાળા છે યાત્રાની મોસમમાં સદાવ્રત અપાય છે. કચેરી–કોર્ટ પણ છે. અહિથી એક રસ્તો બદ્રીનાથ જાય છે ને બદરીનાથથી પાછા ફરી આ જગ્યાએ આવવાનું થાય છે અત્રેથી બીજે રસ્તે થઇ યાત્રીઓ નંદપ્રયાગથી રામનગર જાય છે. ચમોલીથી બદરીનારાયણ ૪૮ માઇલ છે. ચમોલીથી રામનગર ૧૧૬ માઈલ છે. ચમોલી ગંગાજીના કિનારા ઉપર છે. યાત્રીઓ ગંગાજીમાં સ્નાન કરે છે અત્રે દરેક ચીજ વેચાતી મળી શકે છે.

ચમોલીથી બદરીનારાયણ જતાં બે માઈલ ઉપર મઠચટ્ટી આવે છે રસ્તામાં અર્ધામાઈલની ચઢાઈ આવે

છે ચમોલીથી રામનગર અને બદરીનારાયણના રસ્તાની ભૂલ ન થાય માટે પાટીઆં મારેલાં છે. ને આખે રસ્તે માઈલના પત્થરને ફર્લાંગો છે. મઠચટ્ટીથી દોઢમાઈલ ઉપર છિનકા-ચટ્ટી આવે છે. ત્યાંથી દોઢ માઇલ ઉપર પાંવલાચટ્ટી આવે છે. આ ચટ્ટીની નજીક વિરહી ગંગા અને અલક-નંદાનો સંગમ થાય છે. પાંવલાથી બે માઇલ ઉપર સિચાહ ચટ્ટી આવે છે. અહિં પીપળાનાં સુંદર વૃક્ષો છે પણ પાણીનું ઝરણ દૂર છે. સિચાહથી એક માઇલ પર હાટ ચટ્ટી આવે છે ત્યાંથી અર્ધો માઈલ દૂર ગંગાજીનો પુલ આવે છે હાટચટ્ટીથી બે માઇલ ઉપર પીપલકોટીચટ્ટી આવે છે. અહિં મોટા વેપારી અને સરાફોની દુકાનો છે. કસ્તુરી, મૃગચર્મ વિગેરે બદરીનાથના ફોટાઓ અહિં વેચાય છે. તાર, ટપાલઓફીસ પણ છે. તેમ વસ્તી પણ સારી છે પીપલકોટીથી ચાર માઈલ ઉપર ગરૂડગંગા-ચટ્ટી આવે છે અહિં ગરૂડગંગાનો પ્રવાહ વહે છે. ગરૂડ-જીની મૂર્તિ છે. યાત્રીઓ અહિં સ્નાન કરી બ્રાહ્મણોને થાળી, વાડકો. લોટો, સીધું પેંડા વિગેરે આપે છે અહિં કાલીકામલીવાળાનો ધર્મશાળા છે. ગરૂડગંગાથી બે માઇલ ઉપર ટંગનીચટ્ટી આવે છે ત્યાંથી બે માઇલ ઉપર પાતા લગંગાની જગ્યા આવે છે. ટંગની ચટ્ટી અને પાતલ-ગંગાની વચ્ચે બે માઇલનો રસ્તો ચોમાસામાં વખતો વખત ખરાબ થઈ જાય છે રસ્તામાં આવેલ પહાડો તદ્દન કાચા પત્થરનાં છે તે ધોવાઈ જાય છે ઢાળ ઉતારવાળા ટેકરા ઉપર સાંકડી પગલી અને ખડબચડા પત્થરોની મોટી શિલાઓ ઓલંગી રસ્તો કાપવાની મુસાફરોને વિટંબણા

વેઠવી પડે છે. ઘોડા. કંડી, ઝંપાન. દંડીમાં, બેશીયાત્રા કરનાર યાત્રીઓ પણ વાહન છોડી ચાલવાનું વધારે પસંદ કરે છે. તેમ ચાલવામાં અકસ્માત થવાનું જોખમ ઓછું રહે છે. પાતાલગંગાની ચટ્ટી અર્ધો માઇલ રહે છે ત્યાં આગળ નો રસ્તો ચોમાસામાં વધારે ખરાબ થઈ જાય છે. પણ યાત્રાળુઓનો અવર જવર હોવાથી સરકાર મજુરોની પાર્ટી રાખી રસ્તોબગડે કે તુરત સુધારાવે છે તેથી યાત્રાળુઓને ખોટી થવું પડતું નથી. પાતાલગંગાથી બેમાઈલ ઉપર ગુલાબકોટીચટ્ટી આવે છે ત્યાંથી બે માઈલ ઉપર હેલંગ અથવાકુમારચટ્ટી આવે છે. આ ચટ્ટી બહુ મોટી છે. ધર્મશાળા છે ને યાત્રાના સમયમાં ત્યાગીઓને સદાવ્રત મળે છે અહિંથી એકમાઈલ ઉપર ખનોટીચટ્ટી આવે છે. ત્યાંથી બે માઈલ પર ઝરકુલાચટ્ટી આવે છે. ત્યાંથી બે માઈલ સિરબોધારચટ્ટી આવે છે. આ ચટ્ટી પણ સારી છે અહિંથી એક માઈલ ઉપર જોશીમઠ આવે છે. અહિંસુંદર ગામ વસેલું છે. ને દરેક ચીજ મળે છે. જ્યારે બદરીનાથનો પટ બંધ થાય છે ત્યારે કાર્તિકથી છમાસસુધી શ્રીબદરી નાથની પૂજા અહિં થાય છે. અત્રે નૃસિંહ ભગવાન્ તથા વાસુદેવજીનું મંદિર છે અને દંડધારાનું સ્નાન છે. રામબાગ નામે પ્રસિદ્ધ વૈષ્ણવોનું સ્થાન છે. અહિંથી બદરીનાથ ૧૮ માઇલ રહે છે. અત્રે ધર્મશાળા તાર અને ટપાલઑફીસ તથા દવાખાનું પણ છે. અહિં પોલીસ થાણું રહે છે. જોશીમઠથી દોઢ માઇલ ઉતરાઈ ઉતરીને વિષ્ણુપ્રયાગ આવે છે. આ સ્થળે વિષ્ણુગંગા અને અલકનંદાનો સંગમ

થાય છે. પાણી બહુ જોરથી વહે છે આરો બાંધી સાંકલો બહુ મજબુત નાંખેલી છે તે પકડી યાત્રીઓ અહિં પાત્ર વડે સ્નાન કરે છે નદીના પ્રવાહમાં ઉતરી સ્નાન કરવા-જતાં તણાઈ જવાની સખ્ત ધાસ્તી રહે છે, માટે યાત્રીઓ તેમાં ઉતરતા નથી. અહિં બ્રાહ્મણો રહે છે. તે દેહશુદ્ધિ, તર્પણ અને હોમ કરાવે છે. ઉતારાની જગ્યા બહુ સારી નથી પણ મોદીની બેત્રણ દુકાનો છે તેમાં યાત્રીઓ ઉતરે છે વિષ્ણુ ભગવાનનું મંદિર છે, આ વિષ્ણુ પ્રયાગથી એક માઇલ ઉપર બલદોડાચટ્ટી આવે છે. ત્યાં ધર્મશાળા છે બલદોડાથી ચારમાઇલ ઉપર ઘાટચટ્ટી આવે છે. ત્યાંદુકાનો અને ધર્મશાળા છે ઘાટથી બે માઇલ ઉપર પાંડુકેશર ચટ્ટિ આવે છે ત્યાં યોગબદરીનું પ્રાચીનદર્શન છે. આ જગ્યા-ની સામેના શિખર ઉપર પાંડવો રહેતાહતા અહિં ધર્મ-શાળા છે. અને યાત્રીની મોસમમાં સદાવ્રત અપાય છે. ચટ્ટીમાં સારી દુકાનો છે. તેમ પાણીના નલની પણ સગ-વડછે. પાંડકેશ્વરથી એક માઇલ ઉપર શેષધારા આવે છે. ત્યાં સદાવ્રત પણ મળે છે. શેષ ધારાથી બે માઇલ ઉપર લામબગઢ ચટ્ટી આવે છે. અહિં શિલાજીત વેચવાની દુકાનો છે. ધર્મશાળા છે ને સદાવ્રત પણ અપાય છે.

લામબગઢથી અર્ધો માઇલ જતાં પુલ આવે છે. અને પુલથી ચારમાઇલ ઉપર હનુમાન ચટ્ટી આવે છે. અહિં બેઉ છેડે હનુમાનજીનાં મંદિરો છે. ધર્મશાળા છે. અહિં પાંડવોએ યજ્ઞ કર્યો હતો તેથી યાત્રીઓ અત્રે બેઠેલા

બ્રાહ્મણો પાસેથી સાહિત્ય લઈ હોમ કરે છે હનુમાનમંદિર જૂનું છે. હનુમાનચટ્ટીથી એકમાઈલ ઉપર પુલ આવે છે ને પૂલથી એક માઈલ ઉપર કાંચનગંગા વહે છે. અહીં ગંગાજી ઓલંગવાને યાત્રીઓને બહુ તકલીફ પડે છે. હનુમાન-ચટ્ટીથી બદરીનાથ જવાનો રસ્તો ચઢાઈનો અને જરા સખ્ત છે. કુંચનગંગાના પ્રવાહથી દેવદેખની અર્ધામાઈલ ઉપર આવે છે. ત્યાં અલકનંદા નદીપર પુલ છે દેવદેખનીથી એકમાઈલ ઉપર બદરીનારાયણનું ધામ આવે છે. હનુમાનચટ્ટીથી બદ્રીનાથપુરી ચારમાઈલ થાય છે.

જ્યારે બદરીનારાયણ અર્ધોમાઈલ દૂર રહે છે ત્યારે દેરૂ અને ગામ નજરે પડે છે. યાત્રીઓને આદૃશ્ય જોઈ સંતોષ થાય છે. સખ્ત મુશ્કેલી વેઠી ધારેલી જગ્યાએ આવી પહોંચતાં મનમાં આનંદ ઉત્પન્ન થાય છે. બદરી-નાથપુરીમાં તાર અને પોષ્ટઑફીસ છે. ધર્મશાળા તથા દવાખાનું પણ છે સદાવ્રત પણ અપાય છે. બદરીનાથનું દેવળ મોટાચોગાનવાળું છે પણ જેમાં શ્રીબદરીનારાયણની મૂર્તિ છે તે બહુ મોટું નથી. મૂર્તિના ઉપરના ઘુમટમાં સોનાના પતરાંની છત્રી છે. બીજા ઘુમટો ધોળા પત્થરના છે. મૂર્તિ વિશાળ અને આસનવાળી યોગ-ધ્યાન કરતા હોય એવા આકારની છે. બદરીનાથની મૂર્તિની ડાબી બાજુએ નરનારાયણની મૂર્તિ છે. આ ત્રણે મૂર્તિઓ પ્રાચીન છે. તે કાળા પત્થરની છે. બદરીનારાયણની બાજુમાં એક તરફ ઓધવજી અને બીજી તરફ નારદજીની મૂર્તિ છે. તેમજ જમણી બાજુએ કુબેર, ગણેશ અને ગરૂડની મૂર્તિ



શ્રી બદ્રીનાથપુરી-તેમાં જે ધોળું શિખર છે તે નિજ મંદિરના આગલા ઘુમટ ઉપરનું છે. પાછળ બે છત્રીઓ છે, તે સોનાથી મઢેલી છે. તે છત્રીવાળા શિખર નીચે શ્રી બદ્રીનારાયણ બિરાજે છે.

છે. આજ કમ્પાઉન્ડમાં લક્ષ્મીજીનું મંદિર જૂદું છે. અહિંના પૂજારી રાવળ સંજ્ઞાથી ઓલખાય છે. તે મંદિર ખાતાના મુખ્ય અધિકારી ગણાય છે. આ મંદિર શ્રીમત્ શંકરાચાર્યે સ્થાપેલું છે. તેમના વખતથીજ ત્યાં નંબુદ્રી બ્રાહ્મણ પૂજા કરી શકે છે. બીજા બ્રાહ્મણોને મૂર્તિને અડકવાની મના છે. દક્ષિણ હિંદુસ્તાનમાંથી બોલાવી, આ બ્રાહ્મણોને પગારથી રાખવામાં આવે છે. અને તેઓની પાસે બ્રહ્મચર્ય પાળવાની કબુલાત લેવામાં આવે છે. સવારમાં જાગ્યાનાં દર્શનને, રાવળજીના આ ાં પહેલાં મંદિર ખોલી દર્શન કરાવવામાં આવે છે. પછી રાવળજી આવી શૃંગાર વડા કરી, મૂર્તિઓને પંચામૃતથી સ્નાન કરાવે છે. તે સમયનાં દર્શનને નિરવાણનાં દર્શન કહે છે. પછી આર્તિ થાય છે. ત્યાર પછી નવા શૃંગાર ધરાવે છે. પછી ભોગ સરે છે. અને પુનઃ દર્શન ખુલ્લે છે. અગીઆરવાગે મંદિરનાં દર્શન બંધ થાય છે. ંદિરનો અંદરનો ઘુમટ બહુ નાનો છે. તેથી એકી વખતે ૨૫-૩૦ ત્રીથી વધારે યાત્રીઓને અંદર પેસવા દેતા નથી. દરવાજે ીઓ છે. ત્યાં પહેરેગીરો ઊભા રહે છે. તે યાત્રીઓને ની સંખ્યા પ્રમાણે વારાફરતી પેસવાદે છે. યાત્રીઓ ા ઘુમટમાં ઊભા રહીદર્શન કરે છે. નિજ મંદિરમાં દિવાની વિશાળ જ્યોત કાયમ રહે છે. તે સિવાયપ્રકા બીજું સાધન નથી. તેથી મૂર્તિઓનો યથાર્થ ચિતાર અકદમ યાત્રીઓને માલુમ પડતો નથી. જ્યારે સ્નાન ાવી ખુલ્લી મૂર્તિઓની આરતિ કરવામાં આવે છે. તે મયે દર્શન લાભ સારી રીતે મળે છે. નિજ મંદિરના

બારણા આગળ વેદ ભણનાર બ્રાહ્મણો બેસે છે. દર્શન ખુલ્લે ત્યારે તે વેદ મંત્રોનું ઉચ્ચારણ કરે છે. ભેટ મૂકવા સારૂ ચાંદીનો એક મોટો થાલ પેટી ઉપર મૂકવામાં આવે છે. તેમાં યાત્રીઓ. ભેટ મૂકે છે. એકઠી થાય ત્યારે વખતો વખત પેટીમાં નાખી દેવામાં આવે છે. યાત્રીઓ સામગ્રીમાં ચણા-નીદાળ, સાકર, મલબારી કોપરાના ગોટા, દ્રાક્ષ અને બીજો સૂકોમેવો લાવી બદરીનારાયણને ધરાવે છે. તે મંદિરનાં માણસો એક વાસણમાં મૂકે છે. અને યાત્રીઓને તેમાંથી થોડોક પાછો આપે છે. અહીં અટકાની સામગ્રી ધરાવાય છે ને ભેટ આપવી હોય તો પણ લેવામાં આવે છે. તેની એક જૂદી ઑફીસ છે. ત્યાં તે પૈસા લઈ રસીદ આપવામાં આવે છે. ખાસકરી દાલ ભાત અને કેશરીભાત બદરીનાથને ધરવામા આવે છે. જેમણે અટકાનો સેવાકરી હોય, તેમને એક વખત જમી શકે તેટલો દાલ ભાતનો પ્રસાદ રાજ-ભોગ થાય પછી આપવામાં આવે છે. તમામ સામગ્રી મંદિરની અંદર લઇ જઈને મૂકવામાં આવતી નથી. કરાણ મંદિરનો અંદરનો ભાગ ઘણો નાનો છે. ત્યાં મુખ્ય થોડી સામગ્રી ધરાવે છે. અને બીજી સામગ્રી બાહરના કમ્પા-ઉન્ડમાં મૂકવામાં આવે છે. તે અંદરનો ભોગસર્યા પછી, રાવલજી લક્ષ્મીજીના મંદિરમાં ભોગસરાવી, બહાર આવી, તેપર શુદ્ધ પાણી છાંટે છે. એટલે તે પ્રસાદ થયો એમગણાય છે. સાંજ સવાર થઈ લગભગ છ મણની સામગ્રી ધરાવાય છે. મૂલઆપૂથા જ્યારે શ્રી શંકરા-ચાર્યના સમયમાં શરૂ કરવામાં આવેલી, તે વખતે આ-



બદ્રીનાથના અંદરના દરવાજા ઉપર ખંભાતના યાત્રીઓએ પડાવેલ ફોટો.

પાછલી લાઇન (૧) આરતભાઇ (૨) મંગળદાસ (૩) પીતાંબરદાસ, ઉભેલા પંડયા દ્વારકા પ્રસાદ.

આગલી લાઇન-(૧) કંડીવાળો પહાડી મજુર (૨) ચુનીલાલ મહેતા (૩) માણેકલાલ વકીલ (૪) જમનાદાસ (૫) પ્રાણજીવનદાસ (૬) કાશીના મહંત.

પ્રસાદી ભિક્ષુકોને સન્યાસીઓને ભિક્ષા કરાવવામાં વપરાતી. પણ હાલમાં અટકો આપનાર યાત્રીને પ્રસાદ આપતાં જે બચે, તે ભાત પૂજારીઓ અને સેવકો વહેંચી લેછે. પછી તેઓ બીજાયાત્રીઓ પાસેથી પૈસા લઈ પ્રસાદ વેચે છે. સાંજનાં પાંચ વાગતાં ફરી દર્શન ખુલ્લે છે. ને સાંજે ફરીથી રાવલજી આરતી કરે છે. આઠ નવ વાગે દર્શન બંધ થઈ જાય છે.

અહિં વિષ્ણુગંગાનદી છે. તેમાં પાણી ઘણુજ ઠંડું રહે છે. યાત્રીઓ તેમાં સ્નાન કરે છે, ત્યારે સખ્ત ઠંડી લાગતી હોવાથી યાત્રીઓ એક બે વખતજ સ્નાન કરે છે. હમેશાંતો મંદિરના કમ્પાઉન્ડમાં તપ્ત કુંડ છે ત્યાજ સ્નાન કરે છે. આ તપ્તકુંડની અંદર ઘણુજ ઊનું અને સહજ-દઝાય એવું પાણી ઉપરથી આવે જાય છે. તેનો નળ કુંડમાં મૂકેલો છે. જ્યારે તે. પાણી બહુજગરમ ન સ્નાન થઈ શકે તેવું ગરમ હોય, ત્યારે અંદર એક-ઠંડા પાણીનો નળ છે તેનું પાણી કુંડમાં પડવાદે છે. એટલે યાત્રીઓ નાહી શકે છે. અહિં બદ્રીનાથના પંડયાઓ યાત્રીને દેહશુદ્ધિ કરાવે છે. અત્રે ગંગાજીના કિનારાપર બ્રહ્મકપાલ નામની જગ્યા છે. ત્યાં એકમોટાપત્થર ઉપર યાત્રીઓ પીંડ મૂકે છે. ત્યાં પૂજા કરાવનાર બ્રહ્મણુ જૂદા હોય છે. મંદિરમાંથી પ્રસાદીનો ભાત મળે છે. તેના પીંઠ બનાવવાનો વહીવટ છે. અહિં ગોશાળા પણ છે. ગામમાં મોદી અને કંદોઈઓ-ની દુકાનો પણ છે. ને બીજાપંડયા લોકોનાં ઘરો છે. પંડયાલોકો સહકુટુંબ રહેતા નથી. તેમનું કુટુંબ દેવ-

પ્રયાગમાં કાયમ રહે છે. યાત્રીઓ મંદીરની પ્રસાદી અને કંદોઇ ને ત્યાંથી તૈયાર ખાવાનું લઈ ભોજન કરે છે. ને રસોઈ કરવી હોય તો પંડયા લોકો તેની સગવડ કરી આપે છે.

કેદરનાથ અને ગુપ્તકાશીના પંડયા એક છે. તેમ દેવ પ્રયાગ ગરૂડગંગા અને બદરીનારાયણના પંડયા એક છે. પણ કેદારાદિના પંડયાથી બદરીઆદિનાપંડયા જૂદા છે. તેઓ યાત્રીઓની સરભરાકરી દક્ષિણા તરીકે પૈસાલે છે. ને વિદાયગિરમાં થોડી પ્રસાદી આપે છે.

પંડયાલોકો મંદિરની પ્રસાદી અને કંદોઈને ત્યાથી તૈયાર વસ્તુ લઇ એક દીવસ પોતાના યજમાનોને જમાડે છે. તેમ યાત્રીઓ પણ એક દિવસ બ્રહ્મભોજન કરાવે છે. આ તરફના બ્રાહ્મણો કંદોઇને ત્યાંની પાણીમાં બનેલી મીઠાઇ ને શાક પવિત્રગણી ખાય છે. અને હિંદુઓના હાથથી પણ આવી બનેલી રસોઇ પાકી ગણી જમે છે. દાલ ભાત બીજાનાં બનાવેલા જમતા નથી.

બદરીનાથથી છ માઇલ ઉપર વસુધારા નામે સ્નાન કરવાનું પવિત્ર સ્થાન છે. બદરીનાથ મુકામ કર્યા પછી કેટલા એક યાત્રીઓ તે તરફ જાય છે. મારછાગામ સુધી સડકનો સારો રસ્તો છે. મારછાગામમાં જવાને પૂલ આવે છે. તે પૂલકાચો છે. તેનાપર લાકડાના કકડા ગોઠવેલા છે. તે ઓલંગીને યાત્રી મારછાગામની ભાગોલમાં જાય છે. ભાદરવ શુદ ૧૨ એટલે વામનદ્વાદશી ઉપર અહીં મોટો મેળો ભરાય છે. આ મારછાગામની ભાગોળમાં વ્યાસગુફા આવેલી છે. તેમાં રહી શ્રીવેદવ્યાસે મહાભારતનું પુસ્તક

લગ્યું એમ કહેવાય છે. તે વ્યાસગુફાની પાસે સરસ્વતી નદિ આવેલી છે. ત્યાથી પગદંડીનો રસ્તો પહાડોમાં થઇ વસુધારા સુધી જાય છે. અહીંથી ટીબેટ જવાનો બીજો રસ્તો પણ છે તેથી રસ્તાના ભોમીઆમાણસને સાથે રાખીને યાત્રીઓ જાય છે. નહિં તો ભૂલાપડવાનો સંભવ છે. વસુધારામાં ગંગાજીનો પ્રવાહ બહુ ઉંચેથી પડે છે. અને જે ઠેકાણે જળજમીન ઉપર પડે છે ત્યાં ઘણીજ ઠંડી હોય છે. શિયાળો, ઉનાળો અને ચોમાસું પૂરૂં થવા આવે તો પણ શ્રાવણ માસની આખર સુધી પણ બરફનાં મોટા મોટાં ગચ્ચાંઓ પડેલાં હોય છે. ત્યાં યાત્રીઓ સ્નાન કરે છે. આ સ્થળે અષ્ટવસુએ તપસ્યા કરેલી તેની ગુફા છે. આ વસુધારાથી સાત માઇલ ઉપર શતપંથની જગ્યાનું ધામ છે. ને ત્યાંથી સાતમાઈલ ઉપર સ્વર્ગારોહણની જગ્યા છે. છેવટપાંડવો તેજ સ્થળે ગએલા એમ કહેવાય છે. અત્યારે સ્વરર્ગારોહણ સુધી ગૃહસ્થી યાત્રીઓ ભાગ્યેજ જતા હશે. ત્યાગીઓને માટે એમ કહેવાય છે કે ત્યાં જનારાઓ પાછા ફરતા નથી. એટલી બધી સખ્ત ઠંડી ત્યાં છે.

વસુધારાથી પાછા ફરતાં વ્યાસગુફાથી દોઢેકમાઈલ ઉપર મુચકંદગુફા આવેલી છે. યાત્રીઓ ત્યાં પણ જાય છે. અહિં મુચકંદરાજાએ તપશ્ચર્યા કરી કહેવાય છે.

બદરીનારાયણમાં યાત્રીઓ ૧-૩-૫-૯-૧૧ કે તેથી વધુ એકી રાત્રિઓ રહે છે.

બદરીનારાયણથી પાછા ફરતાં ચમોલી સુધી ગયા તેજ રસ્તે યાત્રીઓ પાછા ફરે છે. ચમોલી અથવા લાલ-

સાંગાથી બેમાઇલ ઉપર કુરેડચટ્ટી આવે છે. ત્યાંથી બે માઈલ મઢિયાનાચટ્ટી આવે છે. આ ચટ્ટી ઉતારા માટે ઠીક છે. મઢિયાનાથી ત્રણમાઈલ ઉપર નંદપ્રયાગ આવે છે. અહિં નંદગંગા તથા મંદાકિનીનો સંગમ થાય છે. અત્રે ગોપાલજીનું મંદિર છે. ગામમાં સારી દુકાનો છે. તથા ગૃહસ્થો વસે છે. નદીના સંગમ ઉપર સ્નાન કરવાનું મહાત્મ્ય છે. ત્યાંથી ત્રણમાઇલ સોનલાચટ્ટી છે. ત્યાંથી દોઢ-માઈલ હડાકોટિચટ્ટી આવે છે. ત્યાંથી એકમાઇલ ઉપર લંગાસુચટ્ટી આવે છે. ત્યાંથી દોઢમાઇલ ઉપર જૈકંડીચટ્ટી આવે છે. ત્યાંથી બેમાઇલ પર ઉમટ્ટાચટ્ટી આવે છે. ત્યાંથી બેમાઈલ કર્ણપ્રયાગ છે. અત્રે અલખનંદા અને કર્ણ-ગંગાનો સંગમ થાય છે. અહીં કર્ણરાજાએ તપશ્ચર્યા કરી હતી. અત્રે કર્ણરાજાનું મોટું મંદિર છે. આ મંદિર પ્રાચીન છે. તેમ કર્ણકુંડ પણ છે. વળી ઉમાદેવીનું મંદિર છે. દવાખાનું, પોષ્ટ અને તાર ઑફીસ તેમજ ધર્મશાળા પણ છે. જે લોકોને હરદ્વાર જવું હોય, તે કર્ણપ્રયાગથી રૂદ્ર-પ્રયાગ વીશમાઈલ દૂર છે ત્યાં જાય છે. અને જે રસ્તે આવ્યા તેજ રસ્તે પાછા જાય છે. જેને રામનગર તરફ જવું હોય તેઓ એ રસ્તે જાય છે. કર્ણપ્રયાગથી મેલચોરીનું અંતર ૨૯ માઇલનું છે. કર્ણપ્રયાગથી સાડાચારમાઈલ ઉપર ચટવાપીપલચટ્ટી. ત્યાંથી પાંચમાઈલ ઉપર હંસાનીદુકાન અથવા કમેડાચટ્ટી. ત્યાંથી ત્રણમાઇલ શિવાનંદીચટ્ટી આવે છે. ત્યાંથી એકમાઇલપર ગાડરતોલા. ત્યાંથી છમાઈલ ઉપર રૂદ્રપ્રયાગ આવે છે. અને રામનગરને રસ્તે કર્ણ-

પ્રયાગથી સાડાત્રણમાઈલ ઉપર **સેમલચટ્ટી** આવે છે. ત્યાંથી એકમાઈલ ઉપર **સિરોલીચટ્ટી** આવે છે. ત્યાંથી એકમાઇલ **ભટોલીચટ્ટી** આવે છે. ત્યાંથી સાડાચારમાઈલ પર **આદિબદરી** આવે છે. અહિં ઉતરવાનું સારૂ છે. અત્રે આદિબદરીનું પ્રાચીન મંદિર છે. લોકો અત્રે ગંગાજીમાં સ્નાન કરે છે, ને પીવામાટે પાણી ઝરણાનું વાપરે છે. આદિબદરીથી રસ્તો ચઢાઇનો આવે છે. ત્યાંથી સાડાચાર-માઈલ ઉપર **જોંકાપાનીચટ્ટી** આવે છે. ત્યાંથી બેમાઈલ ઉપર **દીવાલીખાલચટ્ટી** આવે છે. ત્યાંથી એકમાઈલ **કાલીચટ્ટી** આવે છે. ત્યાંથી ત્રણમાઈલ પર ગવાડચટ્ટી ત્યાંથી દોઢમાઈલ પર **ધુનારઘાટ** અથવા **ધોબીઘાટચટ્ટી** આવે છે. અહિં નજીકમાં રામગંગા નદી વહે છે. અત્રે ટપાલઑફીસ અને પોલીસચોકી છે.

**ધુનારઘાટથી** છમાઈલ ઉપર **મેલચૌરી** આવે છે. અહિં મુનિની રેતીથી લીધેલા મજુરો તથા ઝંપાન, કંડી અને દંડીવાળા છૂટા થાય છે. અહિંથી રામનગર સુધી જવાને કંટ્રાકટર હસ્તક નવાં સાધનો મળે છે.

**મેલચૌરીથી** એકમાઈલ ઉપર **જનુઆખાલ**. ત્યાંથી દોઢમાઈલ **સેમલખેત**. ત્યાંથી સાડાપાંચમાઈલ **ચૌખુટિયા-ચટ્ટી** આવે છે. આ ચટ્ટી ઘણી મોટી છે. અહિં પોષ્ટ-ઑફીસ, પોલીસચોકી, ધર્મશાળા અને દવાખાનું છે. અહિંથી એક રસ્તો **રાણીખેત** થઈને **કાઠગુદામ** જાય છે. રાણીખેત અને કાઠગુદામ વચ્ચે ૫૦) માઈલનું અંતર છે. ત્યાં મોટર-ગાડી મળે છે. તેથી કેટલાએક યાત્રીઓ ચૌખુટિયાથી

રાણીખેત થઈ કાઠગુદામ જાય છે. પણ રાણીખેતમાં સરકારી લશ્કર રહે છે. તેથી યાત્રીઓ સાથે બૈરાં હોય તો તે રસ્તે જતાં કેટલીક વખત રોકાણ કરે છે. તેથી જો તમામ પુરૂષવર્ગ હોય, તો આ રસ્તે જઇ શકે છે. તેથી ઘણાખરા યાત્રીઓ રામનગરને રસ્તે જાય છે. ચૌખુટીઆમાં રામગંગા નદી ઉપર પાકો પુલ છે. ત્યાંથી બેમાઈલ ઉપર ભટકોટ આવે છે. ત્યાંથી એકમાઇલ ભગોતી. ત્યાંથી એકમાઈલ ઉપર તિવારા અથવા ગણેશચટ્ટી આવે છે. અહિં ધર્મ-શાળા છે અને સદાવ્રત પણ અપાય છે. તિવારાથી અર્ધો-માઈલ પર નર્મદેશ્વર મહાદેવનું મંદિર છે, ને ધર્મશાળા પણ છે. ત્યાંથી ચારમાઈલ પર આસાચટ્ટી આવે છે. તેની નજીક રામગંગા વહે છે. ને પોષ્ટઑફીસ પણ છે. ત્યાંથી ચાર માઇલ પર બુઢાકેદાર આવે છે. ત્યાં રામગંગા નદી વહે છે. યાત્રીઓ અહિં બૂઢાકેદારનાં દર્શન કરે છે. ત્યાંથી પાંચ માઇલ નૌલા ચટ્ટી આવે છે. અહિંનાની ધર્મશાળા છે. ત્યાથી બે માઈલ ઉપર ભિકિયાસૈણ ચટ્ટી આવે છે. અહીં રામગંગા, ગંગેશ્વરી અને નર્મદેશ્વરીનો સંગમ છે. ટપાલ અને ધર્મશાળા છે. ત્યાંથી ત્રણ માઈલ શિરકોટ ચટ્ટી આવે છે. ત્યાંથી બે માઈલ બાસકોટ ચટ્ટી આવે છે. ત્યાંથી ત્રણ માઇલ ગ્વેલખાન ચટ્ટી આવે છે. અહિં રસ્તો જરાખરાબ આવે છે.

ગ્વેલખાનથી ત્રણ માઈલ ગુજરાઘાટી. અહિં રાણી-ખેતની સડક મળી જાય છે. પાણીનું દુઃખ છે. યાત્રીઓ રાણી ખેતીની સડક ઉપરથી વેચાતું પાણી મંગાવી વાપરે

છે. અહિંથી રામનગર જવા સારૂ ઘોડા અને બલદ ગાડીઓ ભાડે મળે છે. અહિંથી ગાડીગાડાનો રસ્તો છે. ત્યાંથી અઢીમાઈલ ઉપર કુપુરનાલી ચટ્ટી આવે છે. અહિં પણ પાણીનું દુઃખ છે. અને રસ્તો ખરાબ છે. ત્યાંથી અઢીમાઈલ દેશખાના ચટ્ટી અત્રે પાણીની સગવડ છે. અને નાની ધર્મશાળાં છે. ત્યાંથી બે માઈર ગોદ્દીચટ્ટી આવે છે. અહિં નળનું પાણી અને સરકારી ધર્મશાળા છે. ત્યાંથી છ માઈલ ટોટાઆમ ચટ્ટી છે. ત્યાં ધર્મશાળા છે. ત્યાંથી બેમાઈલ પર સૌરાલચટ્ટી આવે છે. ત્યાંથી ચાર માઇલ પર કુમરીઆચટ્ટી. અહિં કોશી નદીનું જલ અર્ધા માઇલ પર છે. રસ્તો ખરાબ છે. ત્યાંથી ત્રણ માઇલ મોહનચટ્ટી. અહિં કોશી નદી વહે છે. ત્યાંથી ચાર માઈલ ગરજિયાચટ્ટી. અહિં નિશાળ છે. ત્યાંથી બે માઈલ ઢિકલીચટ્ટી અહિં ધર્મશાળા છે, સદાવ્રત અપાય છે. ત્યાંથી બેમાઇલ ઉપર નારાયણદત્ત પંડિતની પરબ આવે છે. ત્યાંથી બે માઈલપર રામનગર આવે છે. અહિં બધી ચીજો મળે છે. મોટું બજાર છે. રેલ્વે સ્ટેશન છે. બદરીનાથની યાત્રા અહિં પુરી થાય છે. રામનગરથી યાત્રીઓ રેલ્વે માર્ગે પોતપોતાને ગામ જાય છે. યાત્રીઓ માટે રામનગરમાં ખાસ ધર્મશાળા નથી. ખણ રામચંદ્રજીનું મંદિર છે. ત્યાં થોડા આદમી રહી શકે છે તેથી યાત્રીઓ ઝાડ નીચે ઉતરી રસોઇ બનાવે છે ને કોશીનદીનું પાણી પીવામાં વાપરે છે.

ગંગોત્રી અને યમુનોત્તરીની યાત્રા જનારાઓને રસ્તામાં જે મુકામો આવે છે તે નીચે મુજબ છે.

યમુનોત્તરીની યાત્રા જનારાઓ **હરદ્વારથી દેરા-ડુન** સુધી રેલમાં જાય છે. દેરાડુનથી સાત માઈલ ઉપર **રાજાપુરચટ્ટી** આવે છે. ત્યાંથી ચૌદ માઈલ ઉપર **ઝાલકી** ચટ્ટી આવે છે. તે રસ્તો ઉતરાઇનો આવે છે. **ઝાલકીથી** નવ માઈલ ઉપર **ધનોલટીચટ્ટી** આવે છે. આ ચઢાઈનો રસ્તો છે. ત્યાંથી આઠ માઇલ ઉપર **કાણાતલ** આવે છે. ત્યાં ઉતરાઈનો રસ્તો છે. ત્યાંથી નવ માઈલ **બલડિયાણુ** ચટ્ટી આવે છે. અહિં ચઢાઇનો રસ્તો છે. ત્યાંથી પાંચ માઈલ ઉપર **છામચટ્ટી** આવે છે. ત્યાંથી નવ માઈલ ઉપર **ધરાસુ** આવે છે.

બીજે રસ્તે એટલે હરદ્વારથી **દેવપ્રયાગ** ગયા પછી ત્યાંથી ધરાસુ સુધીનો રસ્તો જૂદો છે. તે **તેહરી, અદૂર,** મૈલડારા, **કાંઇચું**, મરી થઈ **ધરાસુ** જવાય છે. ત્યાંથી ચોવીશ માઈલ ઉપર **ગગનાનીચટ્ટી** આવે છે. રસ્તો ચઢા-ઇનો છે. ત્યાંથી વીશ માઈલ **ખરસાલી** આવે છે. રસ્તો ચડાઇ ઉતરાઈનો છે. **ખરસાલીથી** ચાર માઇલ ઉપર **યમુનોત્તરી** આવે છે. ત્યાં તેનાં દર્શન થાય છે.

દેવપ્રયાગથી ધરાસુ જવાને **તેહરી** ૩૦) માઈલ દૂર છે. **તેહરીથી ધરાસુ** ૨૬ માઈલ છે. એટલે કુલ અંતર ૫૬ માઈલનો છે. **દેરાડૂનથી** મસુરી થઈ **ધરાસુ** જતાં ૪૮ માઈલ થાય છે. **ધરાસુથી યમુનોત્તરી** પણ જવાય છે. પ્રથમ જો યમુનોત્તરી જવું હોય તો પાછા **ફરી ધરાસુ** આવવું પડે છે. ત્યાંથી ગંગોત્તરી જવાય છે. **ધરાસુથી**

આઠ માઈલ ઉપર ડૂંડાચટ્ટી આવે છે. ત્યાંથી આઠ માઈલ ઉપર ઉત્તરકાશી આવે છે. રસ્તો ચઢાઇનો છે. ઉત્તર-કાશીથી નવ માઇલ ઉપર મનેરીચટ્ટી આવે છે. રસ્તો ચઢાઈનો છે. ત્યાંથી દશ માઈલ ઉપર ભટવાડીચટ્ટી આવે છે. રસ્તો ઉતરાઇનો છે. ત્યાંથી નવ માઈલપર ગંગનાનીચટ્ટી આવે છે. રસ્તો ચઢાઈનો છે. ત્યાંથી આઠ માઇલ સુખી ચટ્ટી છે. રસ્તો ઉતરાઈનો છે. ત્યાંથી પાંચ માઇલ હરશિલા ચટ્ટી આવે છે. રસ્તો ચઢાઇનો છે. ત્યાંથી આઠ માઈલપર જાંગલાચટ્ટી આવે છે. ત્યાંથી આઠ માઇલપર શ્રીગંગોત્તરી આવે છે. ત્યાં શ્રીગંગાજીનાં દર્શન છે. આ રસ્તેથી ત્રિયુ-ગીનારાયણ, કેદારનાથ, બદરીનાથ વિગેરે સ્થળે જવું હોય તો, ભટવાડી સુધી પાછા આવવું પડે છે. ત્યાંથી ત્રિયુગી નારાયણનો રસ્તો જૂદો છે. ફરીને દેવપ્રયાગ સુધી પાછા ફરવાની જરૂર નથી. પણ તે રસ્તો ખરાબ છે, છતાં યાત્રી-ઓ તે ટુંકે રસ્તે કષ્ટ વેઠીને પણ જાય છે. ભટવાડીથી નવ માઈલ ચોરનાચટ્ટી. રસ્તો ચઢાઈનો. ત્યાંથી આઠ માઇલ પંગરાણા ચટ્ટી. રસ્તો ઉતરાઈનો. ત્યાંથી બાર માઇલ બુઢાકેદાર, રસ્તો ચઢાઈનો. ત્યાંથી પાંચ માઇલ હતકુંડ. રસ્તો ઉતરાઈનો. ત્યાંથી દશ માઈલ પર ઘુત્તુ ચટ્ટી. આવે છે. રસ્તો ઉતરાઈનો છે. ત્યાંથી દશ માઈલ ઉપર પંવાલીચટ્ટી આવે છે. રસ્તો ઉતરાઈનો. ત્યાંથી તેર માઇલપર ત્રિયુગીનારાયણ આવે છે. ત્યાંથી પ્રથમ બતાવેલ રસ્તે થઈ કેદારનાથ જવાય છે.



## આ યાત્રાઓમાં મુખ્ય સ્થળથી દરેક ધામની માઇલ સંખ્યા.

| | | | |
|---|---|---|---|
| હરદ્વારથી | કેદારનાથ | ૧૪૯ાા | માઇલ |
| હરિદ્વારથી | બદરીનાથ | ૧૮૩ | ,, |
| કેદારનાથથી | બદરીનાથ | ૧૧૫ | ,, |
| બદરીનાથથી | ચમોલી | ૪૮ | ,, |
| બદરીનાથથી | મેલચૌરી | ૯૨ | ,, |
| દેરાડુનથી | ગંગોત્તરી | ૧૩૨ | ,, |
| ગંગોત્તરીથી | કેદારનાથ | ૧૧૯ | ,, |
| બદરીનાથથી | રામનગર | ૧૬૪ | ,, |
| દેરાડુનથી | યમુનોત્તરી | ૧૦૯ | ,, |
| યમુનોત્તરીથી | ગંગોત્તરી | ૧૨૦ | ,, |
| હરિદ્વારથી | લક્ષ્મણઝુલા | ૧૭ | ,, |

હરદ્વારથી હૃષિકેશ ૧૪ માઇલ છે. લક્ષ્મણઝુલાથી દેવપ્રયાગ ૪૦ માઇલ થાય છે.

**નીચે બતાવેલી તાર, ટપાલ ના સગવડની જગ્યાઓ.**

બદરીનાથ જવાને રસ્તે ટપાલઑફીસો નીચેના મુકામે છે. વ્યાસઘાટ, દેવપ્રયાગ, શ્રીનગર, ભટ્ટીશેરા, (ડુંગરીપંથ), રૂદ્રપ્રયાગ, ચંદ્રાપૂરી, ગુપ્તકાશી, કેદારનાથ, ઉખીમઠ, ચમોલી, પીપલકોટી, હેલંગ, ( કુમારચટ્ટી' ) જોષીમઠ, બદરીનાથજી,

પાછા ફરતાં ચમોલીથી આગળ

પાગ, આદ્યબદરી, ઘુનારઘાટ, વિગેરે સ્થલે

ઓફીસો.

યાગ, શ્રીનગર, ચમોલી, જોષીમઠ, બદરીનાથ

ને હૃષિકેશમાં છે.

---

# મુખ્યતીર્થ મહાત્મ્ય.

**હરદ્વારનુંમહાત્મ્ય.** હરિદ્વાર પાસેથી ગંગાજી હોવાથી આ તીર્થ ઘણું પવિત્ર ગણાય છે. ગંગાને તેને ગંગાદ્વાર પણ કહે છે. આ પવિત્ર તીર્થનાં ણથી પણ પાપ નાશ પામે છે. ત્યાંની યાત્રાનો પ્રસંગ તો ભાવિક પુરૂષો પોતાનાં અહો ભાગ્ય માને છે. મેષની રતી નામની સંક્રાંતિમાં ત્યાં જવાનો પ્રસંગ ઉત્તમ ય છે. મેષની સંક્રાંતિમાં કુંભરાશીના બૃહસ્પતિહોય; ાયણ કે દક્ષિણાયનમાં સૂર્યકે ચંદ્ર ગ્રહણ હોય; પાત અને પૂર્ણીમા હોય; સોમવતી કે અન્ય અમા- હોય; માઘ; કાર્તિક કે વૈશાખ માસને પ્રસંગ હોય; ડા ત્રણકરોડ તીર્થ હરદ્વારમાં નિવાસ ે તેથી તે ગંગાજીમાં સ્નાન કરનારને

કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. જેઠ સુદિ ૧૦ ને
પણ સ્નાનને માટે ઉત્તમ ગણાય છે. કુશા
કરવાથી ગયાની યાત્રાનું ફળમળે છે. અહિંથ
દેશ સ્વર્ગસમાન ગણાય છે. ને નીચેના
ગણી છે. તેથી હરદ્વારને સ્વર્ગદ્વાર પણ કં
ઉત્તરા ખંડની બીજી યાત્રાઓમાં મનની શુ
યાત્રીએ પાન ખાવાનું છોડી દેવું. ચોરી વિ
પણ ત્યજીદેવાં. મુંડન ન કરાવવું (પં
પારકું અન્ન ન ખાવું. મસુરનીદાલ, તેલ,
પ્યાજ (ડુંગળી) વિગેરેનો આહાર ન ક
ક્રોધ, લોભ, મોહ મદ પણ છોડી દેવ

**યમુનોત્તરીમાહાત્મ્ય**—ગંગાજીને
કરનાર રાજા ભગીરથ વનમાં ફરતો ફરતો
પર્વત ઉપર આશ્ચર્યરૂપધારી એકન્યાઓ [illegible]
એ અલૌકિ આભૂષણોથી શોભતી હતી. તેને રાજ
કે તમે કોણ છો ? અને નિર્જનવનમાં શામાટે
હું ભગીરથ છું. રાજાનાં આવાં વચન સાંભળી તેમાંન
વસ્ત્રવાળી કન્યા બોલી. હે રાજા હું ગંગા છું. અ
શ્યામ [illegible] રૂપ યમુના છે. ને તે સૂર્યની કન્યા છે. યમ
તીર્થ [illegible] સિદ્ધિયોને આપનાર છે. જે માણસ
માં [illegible] નું સ્મરણ કરે છે તેનાં પાપનાશ પા

**રીમાહાત્મ્ય**—રાજા ભગીરથે [illegible]
પાંચસોવર્ષ ભારે તપ કર્યું. તેથી